# સુભાષબાબુના
# લેખો અને પ્રવચનો

સંપાદક

મોહનલાલ મહેતા 'સોપાન'

## આ લેખકનાં પુસ્તકો

### નવલકથા

સંજીવની

પ્રાયશ્ચિત ભા. ૧

,, ભા. ૨

મંગલમૂર્તિ

જાગતા રે'જો ભા. ૧

,, ભા. ૨

ફૂટેલાં સુવર્ણપાત્રો

### નવલિકાઓ

અંતરની વાતો

અંતરની વ્યથા

ઝાંઝવાંનાં જળ

ત્રણ પગલાં

વિદાય

અખંડ જ્યોત

છેલ્લો પ્રયોગ

### ચિંતન

પ્રેમ અને પુરુષાર્થ

[ સંસારચક્ર વર્ષ પહેલું ]

લગ્ન એક સમસ્યા

લગ્નસાધના

### રાજકારણ

ચલો દિલ્હી

ગાંધી-ઝીણા મં

આસામ

સિંધ

સરહદ

અગ્નિપરીક્ષાને અંતે

સુભાષબાબુના લેખો અને પ્રવચનો



### તૈયાર થાય છે

૯ મી ઑગસ્ટ ( નવલકથા )

વનવાસ ( નવલકથા )

સંસારચક્ર વર્ષ બીજું

પંજાબ અને જૂથરચના

બંગાળ અને જૂથરચના

સુભાષબાબુના

# લેખો અને પ્રવચનો

સંપાદક

મોહનલાલ મહેતા 'સોપાન'

જીવન સાહિત્ય મંદિર

૪૦૪, કાલબાદેવી રોડ, મુંબઈ

# અગિયાર પ્રાંતોનો રાજકીય ઇતિહાસ

લેખક : સોપાન

પ્રત્યેક પ્રાંતની રાજકીય જાગૃતિનાં પ્રેરકબળો, પૂર્વ ઇતિહાસ, પ્રવાહો ને આંતરપ્રવાહોની પાર્શ્વભૂમિકા, પ્રધાનમંડળની રચના અને કાર્યો, ભવિષ્યની રૂપરેખા—નવીન દૃષ્ટિબિંદુથી આલેખાયલી ને સૌને ઉપયોગી વિસ્તૃત અને વિષદ સમાલોચના સાથે.

## ૧ : આસામ

**મૂલ્ય**
**૦–૮–૦**

ભૌગોલિક અગત્ય, રાજકીય પ્રવાહો, પાકીસ્તાનના લાભાલાભ, પ્રધાનમંડળની રચના, પ્રજાના પુનરુત્થાનની સંપૂર્ણ માહિતી.

## ૨ : સિંધ

**મૂલ્ય**
**૦–૮–૦**

નાનકડા પ્રાંતનું રાજકીય મહત્વ, કોમી પ્રધાનમંડળના માનસની ચલિત પરિસ્થિતિ, આંકડા દ્વારા પાકિસ્તાનને પડકાર, પ્રજાવિકાસના માર્ગમાં અંતરાયો—સાચી સ્થિતિનું નિરુપણ.

## ૩ : સરહદ

**મૂલ્ય**
**૦–૮–૦**

પ્રજાનું ખમીર, કોંગ્રેસનો મજબૂત દાવો, હિંસક પ્રજામાં પરિવર્તન કરાવનાર 'ખાન' ભાઇઓ દ્વારા ઊઘડેલાં નવપ્રભાતનાં દર્શન, પ્રાંતની જાગૃતિ, તેનાં માનસ અને તાકાતનું અભિનવ આલેખન.

**તૈયાર થાય છે**

**(૪) બંગાળ અને જૂથ રચના**

**(૫) પંજાબ અને જૂથ રચના**

**દરેકનું મૂલ્ય**
**૧–૪–૦**

બંનેમાં—પાકીસ્તાનના પ્રશ્નોની વિષદ છણાવટ, વહેવારુ ઉકેલ, મિશન દરખાસ્તોના પરિપાકરૂપે વિવિધ છતાં અદ્યતન અને ઉપયોગી આલોચના.

**બાકીના છ પ્રાંતોના રાજકીય ઇતિહાસના માહિતીપૂર્ણ પ્રકાશનો થોડા સમય પછી પ્રગટ થશે.**

# નિવેદન

'ચલો દિલ્હી અથવા નેતાજીનું જીવન અને કાર્ય' લખતાં લખતાં વિચાર આવેલો કે સુભાષબાબુએ ૧૯૨૧ થી ૧૯૪૫ સુધીમાં પોતાના વિચારોના પ્રચાર માટે જે લેખો લખ્યા છે અને પ્રવચનો કર્યાં છે તેમાંથી જે કાયમી મહત્ત્વના હોય તેવા લેખો–પ્રવચનોનો સંગ્રહ થવો જોઈએ. સુભાષબાબુએ દૂર પૂર્વમાં જે દુનિયા સરજી તે દુનિયાનું આકર્ષણ ઓછું વત્તું થશે પરંતુ નાશ તો પામવાનું જ નથી. હિંદના રાજકારણમાં રંગપલટાઓ આવશે ત્યારે પણ એમનું જીવનકાર્ય તો હિન્દી વિદ્યાર્થીઓ માટે પ્રેરણારૂપ રહેવાનું.

આ પુસ્તકનાં પાનાંઓમાં એમના ઉત્તમોત્તમ લેખો અને પ્રવચનો સંઘરવા પાછળ એ જ ભાવના રહી છે કે સુભાષબાબુના જીવન, કાર્ય અને આદર્શને આપણે સાચી અને સારી રીતે સમજીએ.

—સંપાદક

# અનુક્રમ


૧. યુવકોને ઉદ્‌બોધન . . . . . . ૧
૨. રોમાં રોલાંની મુલાકાત . . . . . . ૨૨
૩. દેશ અને દુનિયા . . . . . . ૩૪
૪. હરિપુરાના પ્રમુખપદેથી . . . . . . ૪૮
૫. કોંગ્રેસ પ્રધાનમંડળો . . . . . . ૭૦
૬. જનાબ ઝીણા સાથે . . . . . . . ૮૩
૭. યુદ્ધનો કાર્યક્રમ . . . . . . ૮૭
૮. અથડામણની ભૂમિકા . . . . . . ૯૩
૯. ગાંધીજી સાથે . . . . . . . ૯૮
૧૦. ઐતિહાસિક પત્ર . . . . . . . ૧૧૦
૧૧. વિશ્વના વાયુમંડળમાં . . . . . . ૧૧૪
૧૨. મારામાં શ્રદ્ધા રાખો . . . . . . . ૧૨૧
૧૩. અંતરના અગ્નિનો પરિચય . . . . . ૧૨૭
૧૪. સ્ત્રીશક્તિને ઉદ્‌બોધન . . . . . . ૧૩૯
૧૫. આરઝી હકૂમત . . . . . . . ૧૫૨
૧૬. આઝાદીની ઝંખના . . . . . . . ૧૫૮
૧૭. બંને મોરચે . . . . . . . ૧૭૧
૧૮. રાષ્ટ્રના પિતાને . . . . . . . ૧૮૧
૧૯. આગના તણખા . . . . . . . ૧૮૯
૨૦. યજ્ઞની વેદી પર . . . . . . . ૧૯૫

[૧]

## યુવકોને ઉદ્બોધન

હિંદના સીમાડા બહાર નજર કરો. જગતના પ્રવાહોનું વિહંગાવલોકન કરો. જગતના પ્રત્યેક દેશમાં આગળ તરી આવતો એક જ બનાવ આપણું ધ્યાન ખેંચશે, અને તે છે યુવાનોની નવજાગૃતિ. પૂર્વથી પશ્ચિમ અને ઉત્તરથી દક્ષિણ જ્યાં જ્યાં દૃષ્ટિ નાખો, ત્યાં ત્યાં યુવકજાગૃતિ, આજે તો, એક નક્કર હકીકત બની ગઇ છે. આ યુવકપ્રવૃત્તિની વિશિષ્ટતા શી છે, એક પક્ષે એની મુખ્ય શાખાઓ, તો બીજે પક્ષે એનું અંતિમ ધ્યેય શું છે. એ વિશે આપણા મનમાં સ્પષ્ટ ખ્યાલ હોવો અત્યંત આવશ્યક છે.

યુવાન સ્ત્રીઓ કે યુવાન પુરુષોના સંઘમાત્રથી જ એને યુવકપ્રવૃત્તિની સંજ્ઞા કેમ આપી શકાય? કોઇ એક સમાજ સેવાસંઘ કે દુષ્કાળ રાહત સમિતિ સ્થપાય એટલે યુવકસંઘ બની જાય એવું પણ નથી. જેને વર્તમાન પરિસ્થિતિમાંથી નિપજતો અસંતોષ હોય, નવી સમાજરચનાનું જેને સંપૂર્ણ દર્શન હોય, નૂતનસમાજ રચવાની જેનામાં ભાવના હોય તે જ સંઘ તે યુવકસંઘ. ઉપલકિયા સુધારાનું નહિ પણ યુવકપ્રવૃત્તિનું ધ્યેય તો છે સંપૂર્ણ ક્રાંતિનું. કોઈ પણ યુવકપ્રવૃત્તિનું બીજારોપણ કરતાં આપણામાં વર્તમાન પરિસ્થિતિથી ઉદ્ભવતી અશાંતિ ને ઉત્પન્ન થતી અવિશ્રાંતની લાગણી જન્મવી જોઇએ. વ્યક્તિગત રીતે, આજની યુવકપ્રવૃત્તિને હું માત્ર વીસમી સદીનો જ બનાવ કે એવું જ કોઇ

આકસ્મિક પરિણામ લેખતો નથી. પ્રત્યેક જમાના માટે, પ્રત્યેક વાતાવરણમાં આ વાત બનતી આવી છે. ઠેઠ સોક્રેટીસ ને બુદ્ધના જમાનાથી, વધુ ઉન્નત જગત રચનાની ભાવના દ્વારા જનતાએ પ્રેરણા મેળવી છે. અને એ પ્રેરણાનાં અમી પીપીને સમાજની પુનર્ઘટના કરવા લોકોએ સખત જહેમત ઊઠાવી છે. વર્તમાન જમાનાની યુવક-પ્રવૃત્તિઓ એવા જ કોઇ દર્શનની, એવા જ કોઇ પ્રયત્નની દ્યોતક છે. પછી ભલે એ હોય રશિયાનું બોલ્સેવીઝમ, ઇટલિનો ફાસીવાદ કે તુર્કસ્તાનની તુર્કી યુવકપ્રવૃત્તિ, પછી ભલે એ યુવકપ્રવૃત્તિ હોય ચીનની, ઇરાનની કે જર્મનીની–દરેક સ્થળે સંભળાય છે એ જ ધબકારા, એ જ હશે એનું દર્શન, એ જ હશે એનું ધ્યેય. નેતાઓની જૂની પેઢીને જ્યારે જ્યારે પરાજય સાંપડયો છે, ત્યારે ત્યારે યુવાનોનો આત્મા જાગૃત થયો છે અને સમાજની પુનર્રચનાની જવાબદારી એમણે ઉપાડી લીધી છે, સમાજને વધુ ઉમદા ને વધુ ઉન્નત સંસ્થા બનાવવા દોરવણી આપવાની બાંહેધરી એમણે સંભાળી લીધી છે.

મિત્રો, વધુ નજદીકની હવે વાત કરું. મુખ્યત્વે જર્મની, રશિયા, ઇટલિ ને ચીનના જ યુવાનો જાગ્યા છે એમ નથી. માત્ર મધ્યકાલીન ઇરાન અને નજીવું ગણાતું અફગાનિસ્તાનના જ યુવાનોમાં ચેતનાની નવી જ્યોત પ્રકાશી છે એમ પણ નથી. અહીં, આપણી આ સૂવર્ણ-ભોમમાં પણ જાગૃતિનો તેજપુંજ પથરાયો છે. દૃઢપણે હું માનું છું કે આ નવજાગૃત બહારની સપાટીનો ઉપરછલ્લો ઊભરો માત્ર નથી પણ એ તો સૂચવે છે ભીતરનાં એંધાણ. વડીલ નેતાઓને બધી જવાબદારી સોંપી રાખવામાં ભારતના નવજુવાનો હવે સંતોષાનાર નથી. હાથજોડી હવે કોઈ બેસી રહેનાર નથી. મૂગા ઘેટાનો રાહ આજ હવે કોઇને સ્વીકાર્ય નથી. યુવાનોને પ્રતીતિ થઇ ગઈ છે કે શક્તિવાન, મહાન ને આઝાદ એવા નૂતનભારતનું નિર્માણ તો એમણે જ કરવાનું છે. આ જવાબદારી એમણે સહર્ષ વધાવી લીધી છે. ગમે તે પરિણામ સહેવા તેઓ ખડેપગે તૈયાર છે. યુવાનો માટે રાહ જોતા મહાન કાર્યનું શિક્ષણ

લેવામાં આજ તેઓ ખૂંપી ગયા છે. ભારતના શ્રેયાર્થીઓની ફરજ છે કે આવી વિષમ ઘડીએ, આજે ચાલતી પ્રવૃત્તિ કે પ્રવૃત્તિઓ વિષે પોતાની માન્યતા એમણે બેધડક જણાવી દેવી જોઇએ. આંતરસ્ફૂરિત દર્શન વડે વર્તમાન પ્રવૃત્તિનું માર્મિક પૃથક્કરણ થવું ઘટે. એમાં જે કંઇ ક્ષતિઓ હોય તે જરા કઠોર થઇને પણ, ઉઘાડી પાડી દેવી જોઇએ અને હિંદનું ભલું ઇચ્છનારાઓએ, સારીએ આ પ્રવૃત્તિનું, ફળદાયી ને તંદુરસ્ત માર્ગે વહન કરવું જોઇએ.

આસપાસ નજર ઠેરવું છું તો આજે મને બે વિચારશાખાઓ દેખાય છે. નાની ને નજીવી તોય આ બે શાખાઓ વિષે નિર્ભયપણે ખુલ્લે ખુલ્લું કહી દેવાની મારી ફરજ સમજું છું. ત્યારે આ બે શાખાઓનાં કેંદ્રસ્થાન છે સાબરમતી અને પાંડીચેરી. એ શાખાઓ પાછળ રહેલા મુખ્ય તત્ત્વજ્ઞાનને અત્યારની ઘડીએ હું ધ્યાનમાં લેતો નથી. જગતપારના તત્ત્વો પાછળ કલ્પના દોડાવ્યે જવાનો આ જમાનો નથી. હું તો આજે, કોઇપણ એક વિચારશાખાની કિંમતનાં મૂલ્ય સૂક્ષ્મદષ્ટિથી નહિં પણ એ શાખાથી સાથેસાથ નીપજેલી અસર ધ્યાનમાં લઈ એણે આણેલા પરિણામના અનુભવ ઉપરથી આંકવાનો છું: એક જ શબ્દમાં કહું તો આજે એક પરિણામ-વાદી તરીકે આ શાખાઓના મૂલ્ય મૂલવાનો છું.

સાબરમતી વિચારશાખા એવો પ્રચાર કરે છે કે આધુનિકવાદ અનિષ્ટ છે, વિશાળ પાયા પરનું ઉત્પાદન એ અનિષ્ટ છે, તમારી જરૂર તો વધારો નહિ, જીવનધોરણ ખર્ચાળ બનાવો નહિ, બળદગાડીના જમાના તરફ પીછેકદમ ભરવા તમામ શક્તિ ખર્ચી નાખો, અને આત્મસૃષ્ટિ એટલી બધી અગત્યની છે કે દૈહિક વિકાસ અને લશ્કરી તાલીમને કોઇપણ જાતના ગેરલાભ વિના સહેલાઇથી અવગણી શકો. આ પ્રમાણેની છાપ મન પર પાડો, આવી ભાવના કેળવો.

ત્યારે બીજી બાજુ પાંડીચેરી વિચારશાખાના પ્રચાર પ્રમાણે ચિત્તમાં

એવી છાપ પાડો, મનને એવું કેળવો કે, એકનિષ્ઠ શાંત ધ્યાન કરતાં જગતમાં કોઇ પણ ચીજ વધુ કીમતી નથી ને વધુ ઉમદા નથી, યોગ એટલે જ પ્રાણાયામ ને ધ્યાન, સત્કાર્ય કરો તો ઠીક છે પરંતુ યોગની આ વિશિષ્ટ પ્રક્રિયા એના કરતાં વધુ ઇષ્ટ છે, વધુ ઉચ્ચ છે.

આ પ્રચારને પરિણામે ઘણા લોકો ભૂલી જાય છે કે અત્યારની પરિસ્થિતિમાં આધ્યાત્મિક પ્રગતિ સાધવાનો માર્ગ, સતત ને નિસ્વાર્થ કાર્યનો જ છે. આવા લોકો વિસરી જાય છે કે કુદરત પર વિજય મેળવવા માટે એક જ રસ્તો છે—એની સામે લડી લેવું જોઇએ. દસે દિશામાંથી પારાવાર મુસિબતો અને ભયની નાગચૂડમાં લોકો જ્યારે ભીંસાતા હોય, ત્યારે એક ખૂણે આસન જમાવી ધ્યાનનો આશ્રય લેવો એ નરી નિર્બળતા છે.

આમ આ બંને વિચારશાખાઓ, તાત્વિક નહિ પણ સાચેસાચ નિષ્ક્રિયતાનો, પ્રચાર કરી રહી છે, અને આવી કાર્યમંદવૃત્તિ સામે મારો ઉગ્ર પડકાર છે. પવિત્ર એવી આપણી આ ભરતભૂમિમાં આશ્રમોની સંસ્થા નવી નથી. સાધુ અને યોગી મહાત્માઓની પણ નવીનતા રહી નથી. ગઈ કાલ સુધી અને ભવિષ્યમાં પણ, આ લોકો સમાજની વંદનીય વિભૂતિ તરીકે પૂજાનાર છે. પરંતુ નૂતનભારતની કાયા પલટમાં વિના વિલંબે સુખ, આઝાદી અને મહત્તાનો સંચાર કરવો હોય તો આ મહાત્માઓનું માર્ગદર્શન આપણે હરગીઝ નહિ સ્વીકારી શકીએ.

મિત્રો, સત્યમ્ કહી દેવાના જુસ્સામાં અપ્રિયમ્ કહેવાઈ ગયું હોય, તમારી લાગણી પર પ્રહારો પડયા હોય તો ક્ષમા કરશો. હમણાં જ હું જણાવી ગયો તેમ, એક ક્ષણ માટે પણ આ બંને વિચારશાખાઓના પાયારૂપ મુખ્ય તત્ત્વજ્ઞાનને લીધે નહિ, પરંતુ પરિણામવાદી તરીકે, એનાથી નીપજતા યથાતથ પરિણામને ધોરણે જ હું સર્વ વિચારી રહ્યો છું. આપણે પ્રેરણા મેળવવાની છે સાત્વિક આશાવાદમાંથી. આપણે જીવીએ છીએ 'આજ'માં, 'આજ'ની પરિસ્થિતિને અનુકૂળ આપણે થવું રહ્યું.

જગતના એકાકી ખૂણે અલગ રહી આપણે કેમ કરી જીવી શકીશું? હિંદુસ્તાન આઝાદ હશે ત્યારે, રાજકારણ અને આર્થિક ક્ષેત્રોમાં, એણે લડી લેવાનું છે આધુનિક શત્રુ સાથે, આધુનિક પદ્ધતિથી. બળદગાડીના જમાના તો ગયા, હમેશ માટે વહી ગયા. આખુંયે જગત જ્યાંસુધી નિઃશસ્ત્રતાની પદ્ધતિનો હાર્દિક સ્વીકાર કરે નહિ, ત્યાંસુધી સ્વતંત્ર ભારતે કોઈપણ પરિણામ માટે કટિબદ્ધ રહેવું જોઇએ.

આધુનિકવાદના અતિ ઉત્સાહમાં, ભૂતકાળની ભિવ્યતાને છેક વસારે મૂકું એવો હું નથી. ભૂતકાળની પ્રાચીન મહત્તાપર પાય માંડીને જ આજે તો આપણે ઊભવાનું છે. હિન્દને અનોખી એવી સ્વકીય સંસ્કૃતિ છે. વિશિષ્ટ માર્ગે આ સંસ્કૃતિને એણે આગે બઢાવતા રહેવાની છે.

આજનું જગત ઉત્સુક નયને જેની હમેશ રાહ જોયા કરે છે એવા ઘણા ઘણા નવા સંદેશો આપણે ભારતનાં તત્ત્વજ્ઞાન, સાહિત્ય, કળા અને વિજ્ઞાનમાંથી જગતને આપવાનાં છે. એક જ શબ્દમાં કહું તો હવે આપણે એકીકરણ કરી નાખવું જોઇએ. આપણા મહાન વિચારકો અને કાર્યકરોમાંના થોડાઘણા આ અગત્યના કાર્યમાં ક્યારના યે પરોવાઈ ગયા છે. એક તરફ "વળો વેદ પ્રતિ"ના મતનો જેમ આપણે પ્રતિકાર કરવાનો છે તેમ બીજે પક્ષે પણ પડકારવાનાં રહે છે. આજના યુરોપનું વિશ્રૃંખલ પરિવર્તન અને ફેશનનું અર્થહિન ગાંડપણ પ્રવર્તમાન કોઇપણ આંદોલનને યોગ્ય સીમાબંધમાં જકડવું મુશ્કેલ છે. પરંતુ મારી માન્યતા છે કે આ પ્રવૃત્તિના અગ્રેસરો અને જ્યોતિર્ધરો અંતે જો સાચા જ રાહ પર હશે તો સમય આવતાં સંજોગો આપમેળે બંધબેસતા થઈ જવાના છે.

[ અખિલ હિન્દ યુવક પરિષદ : કલકત્તા ] ૨૫-૧૨-૨૮

* * *

હું લેશપણ ક્ષમાયાચના વિના આજે વિસ્તારપૂર્વક રાજદ્વારી પ્રશ્નો હાથ ધરીને ઉકેલવાનો પ્રયત્ન કરવાનો છું. હું જાણું છું કે આ દેશમાં ઘણા લોકો માને છે કે બીજા બધાએ તો ઠીક પરંતુ વિદ્યાર્થીઓએ

તો રાજકારણમાં પડવું જ ન જોઇએ; આપણા અગ્રણ્ય નેતાઓ પણ માને છે કે ગુલામ પ્રજાને રાજદ્વારી પ્રશ્નો જેવું કંઈ હોય જ નહિ. તેમ છતાં મારું પોતાનું તો દૃઢ મંતવ્ય એજ છે કે ગુલામ પ્રજાને રાજદ્વારી પ્રશ્નો સિવાય બીજું કંઈ જ હોતું નથી. કોઇ પણ પરાધીન દેશ લ્યો. વિચારવા લાયક 'એના કોઈ પણ પ્રશ્નનું પૃથક્કરણ કરો. તરત જ માલમ પડશે કે એ પ્રશ્ન ઊંડે ઊંડે તો રાજદ્વારી પ્રશ્ન જ છે. સ્વર્ગસ્થ દેશબંધુ સી. આર. દાસ ઘણી વખત કહેતા તેમ જીવન તો અન્યોન્ય સંકળાયલી એક એવી વસ્તુ છે કે રાજકારણથી ન તો અર્થશાસ્ત્ર જુદું પાડી શકો, કે ન તો કેળવણી. મનુષ્યની જિંદગીને અલગ અલગ વિભાગોમાં વહેંચી શકાય નહિ. રાષ્ટ્રજીવનના સર્વ ક્ષેત્રોનો કે બધા અંગોનો પરસ્પર સંબંધ છે, કેમ જાણે સર્વ પ્રશ્નો એકમેક સાથે ઓતપ્રોત ન થઇ ગયા હોય! વસ્તુસ્થિતિ આમ હોવાથી ગુલામ પ્રજાના બધા અનિષ્ટોને ઊંડે ઊંડે ને સર્વ નિષ્ફળતાઓનાં મૂળમાં રાજદ્વારી કારણ એટલે કે રાજકીય ગુલામી જ હોય છે. પરિણામે, રાજદ્વારી મુક્તિ કેવી રીતે મેળવી શકાય ?—સર્વ દૃષ્ટિએ મહત્વના આ પ્રશ્ન પર વિદ્યાર્થીઓ પોતાની શક્તિ કેંદ્રિત કરે. સંપૂર્ણતયા રાજદ્વારી હોય એવા ક્ષેત્ર પર જો કોઈ પણ જાતનો પ્રતિબંધ હોતો નથી તો, રાજદ્વારી કાર્યક્રમમાં ભાગ લેવા પર શા માટે પ્રતિબંધ મૂકાવો જોઇએ તે હું સમજી શકતો નથી. આ દૃષ્ટિએ વિચારતાં, ગુલામ દેશમાં તો સઘળા પ્રશ્નો એના બીજમાંથી જ રાજદ્વારી પ્રશ્નો બની જાય છે. ને એટલે રાષ્ટ્રની સર્વ હિલચાલ એક માત્ર રાજકારણને જ સ્પર્શી રહે છે. રાજકારણમાં ભાગ લેવા પર, સ્વતંત્ર રાષ્ટ્રોમાં કોઈ પણ પ્રકારનો આવો પ્રતિબંધ મૂકવામાં આવતો નથી. ત્યાં તો ઊલટું, રાજકારણમાં ભાગ લેવા માટે વિદ્યાર્થીઓને પ્રોત્સાહન આપવામાં આવે છે કારણ વિદ્યાર્થીઓના આ રાજકીય જૂથોમાંથી જ રાજદ્વારી વિચારકો ને મુત્સદ્દીઓ નીપજી શકશે. આપણા વિદ્યાર્થીઓ જો હિંદી રાજકારણમાં સક્રિય ભાગ લેશે નહિ તો રાજદ્વારી કાર્યકર્તાઓમાં આપણે ભરતી કરીશું ક્યાંથી ? એને લગતી તાલીમ પણ

એમને કેવી રીતે આપી શકાશે? વળી એટલું તો સૌ કોઇ કબૂલ કરશે કે ચારિત્ર્ય અને મનુષ્યત્વના ઘડતર માટે રાજકારણ પ્રવૃત્તિઓમાં ભાગ લેવો જરૂરી છે. ચારિત્ર્યના ઘડતર માટે માત્ર કેળવણી લીધે કામ પતી જતું નથી, સાથે આચરણ પણ જોઇએ. પરિણામે, મુખ્યતઃ રાજદ્વારી, સામાજિક, કે કલાત્મક હોય એવી પ્રવૃત્તિઓમાં ભાગ લીધાથી જ વ્યક્તિનું ચારિત્ર્ય ઘડાઇ શકશે. આપણી યુનિવર્સિટીઓએ માત્ર પુસ્તકિયા કીડા, સુવર્ણચાંદ પ્રાપ્ત કરનારા કે ઓફિસ કારકુનો નિપજાવવાને બદલે, જીવનના ભિન્ન ભિન્ન ક્ષેત્રોમાં પોતાના રાષ્ટ્ર કાજે ગૌરવ મેળવી, જાતે મહાન બનેલા હોય એવા ચારિત્રવાન પુરુષો ઉત્પન્ન કરવા જોઇએ.

આઝાદી મેળવવાની એક માત્ર પદ્ધતિ જ એ છે કે સૌ કોઇ મુક્તમાનવ તરીકે જ વિચારે, પળેપળ એવી લાગણીનો જ અનુભવ કરે. આપણા આંતરજીવનમાં ક્રાંતિની પૂર્ણ જ્યોત પ્રગટાવો. આઝાદીનો સોમરસ પીને પૂરેપૂરા મસ્ત બનો. માત્ર આવા આઝાદીમસ્ત સ્ત્રીપુરુષો જ સારી યે માનવજાતને મુક્તિદાન દઇ શકશે. આઝાદ થવાની ભાવના જ્યારે અંતરમાંથી જાગશે ત્યારે આપણે કાર્યક્ષેત્રના સાગરમાં ઊંડે ઊંડે ઝંપલાવીશું. કોઇએ આપેલા સાવચેતીના સૂરે આપણે અટકીશું નહિ. સત્ય અને ગૌરવની આતશ દિનરાત ઝંખેલા આપણા ધ્યેય તરફ દોરી જશે.

હિંદ આઝાદ થશે જ. લેશમાત્ર પણ એ વિશે શંકા નથી. દિવસ રાતને અનુસરે છે એ જેટલું સાચું છે એટલું સાચું મને આ દેખાય છે. જગત પરની કોઈ શક્તિ આથી વધારે સમય માટે હવે ભારતને ગુલામ રાખી શકનાર નથી. આવા વખતે આપણી પાસે જે કંઈ હોય—આ જિંદગી પણ—તે સર્વ ન્યોચ્છાવર કરીએ, આપણી પ્રિયમાં પ્રિય અને સૌથી વધુ નજીકની ચીજનું બલિદાન દઇએ એટલી યોગ્યતાવાળા ભારતની કલ્પના કરો. આઝાદી વિશેનો મારો પોતાનો ખ્યાલ મેં તમારી સમક્ષ રજૂ કર્યો છે. કેવા ભારતને હું ઝંખી રહ્યો છું તેની

ઝાંખી કરાવવાનો મેં પ્રયાસ કર્યો છે. મુકમ્મીલ આઝાદીને વરેલું ભારત જગતને આઝાદીની એની નૂતન વ્યાખ્યાથી નવાજશે. ઝનૂની દેશભક્ત ગણવાનો દોષ વહોરીને પણ હું મારા દેશબાંધવોને જણાવીશ કે હિંદને તો પૂર્ણ કરવાનું છે એક ધર્મકાર્ય. અને એટલા માટે તો હજી પણ ભારતવર્ષ જીવતું છે. આ 'ધર્મકાર્ય' શબ્દ પાછળ મારો કોઈ ભ્રામક ખ્યાલ નથી. માનવજીવનના લગભગ દરેક ક્ષેત્રને સ્પર્શતા જગતના સંસ્કાર અને સંસ્કૃતિમાં હિંદને મૌલિક ને ગણનાપાત્ર ફાળો નોંધાવાનો છે. ગુલામીમાં ને આવી અધોગતિની સ્થિતિમાં પણ ભારત જે કંઈ ફાળો આપતું રહ્યું છે એ નાનોસૂનો નથી. એક વખત પોતાની ધારણા પ્રમાણે અને જરૂરત અનુસાર પોતાને યોગ્ય માર્ગે પ્રગતિ સાધવા હિંદુસ્તાન સ્વતંત્ર બની શકે તો એનો ફાળો કેટલો બધો મોટો હશે એનો ઘડીભર વિચાર કરો......

વિદ્યાર્થી પરિષદ : લાહોર ૧૯ : ૧૦ : ૨૯

* * *

આપણા દેશમાં બીજા બધા સાથે, પ્રજાજીવનમાં પ્રતિષ્ઠિત લોકો પણ આજની યુવક પ્રવૃત્તિઓ પ્રત્યે હમદર્દી બતાવી શકતા નથી. ઘણાયે આમ તો કબૂલ કરે છે કે આ હિલચાલનું અંતિમ ધ્યેય અને એની અગત્ય તેઓ પિછાની શકતા નથી. એ તો ઠીક પણ, યુવક આંદોલનો પાછળના અર્થની પ્રતીતિ ન થવા છતાં, પોતે થોડો યે ભાગ ન ભજવે એવી કોઈ પણ પ્રવૃત્તિનો વિકાસ થવા ન દેવો જોઈએ માનીને ઘણાયે લોકો આ પ્રવૃત્તિમાં સામેલ થાય છે.

હિંદની આજની નવજાગૃતિના ઉષઃકાળથી તે ઠેઠ અત્યારની ઘડી પર્યંત ઘણીએ પ્રવૃત્તિઓએ અને વિચારપ્રવાહોએ એક પછી એક દેખા દીધી છે. આ પ્રવૃત્તિઓમાં યુવકપ્રવૃત્તિના રૂપમાં નવી હિલચાલ ઉમેરાઈ છે એ જ બતાવે છે કે આવા આંદોલનની અત્યંત જરૂર હતી. શું માનવી કે શું રાષ્ટ્ર, એના હૈયામાં ઊંડે ઊંડે હોય છે એક આરત. અને

એ પ્યાસ છીપવવા માટે જ યુવકપ્રવૃત્તિને હાથમાં લેવી પડી હતી. આ મૂળભૂત આરત તે કઇ ? એ છે આઝાદી અને સ્વયંપૂર્ણતા પ્રાપ્ત કરવાની તીવ્રેચ્છા.

વ્યક્તિને અને રાષ્ટ્રને હરેક પ્રકારની ગુલામીમાંથી મુક્ત કરવા માટે, સ્વયંપૂર્ણતા પ્રાપ્ત કરવા કાજે, તેમ જ આત્માવિષ્કાર માટે પૂરતું બળ મેળવી આપવાની ખાતરી આપનાર કોઇપણ પ્રવૃત્તિની આજે ભારતને જરૂર છે. કેટલાક તો વળી એમ ઇચ્છે છે કે આપણી યુવકપ્રવૃત્તિઓને અને યુવકપરિષદોને હિંદી રાષ્ટ્રીય મહાસભાને ટેકો આપનારી સંસ્થાઓમાં ફેરવી નાખવામાં આવે. પણ મારે કહેવું જોઇએ કે તે લોકો યુવક-પ્રવૃત્તિનાં ધ્યેય તેમ જ અગત્યને મુદ્દલે સમજતા લાગતા નથી.

મુખ્યત્વે રાજદ્વારી સંસ્થા હોવાને કારણે જ સ્વાભાવિક રીતે હિંદી રાષ્ટ્રિય મહાસભાનું વિકાસક્ષેત્ર મર્યાદિત બની જાય છે. રાજદ્વારી પ્રશ્ન પરત્વે એનું ધ્યેય મુકમ્મીલ આઝાદીનું છે એમ પણ હજી જાહેર થયું નથી. આથી જીવનનો સર્વપક્ષી વિચાર કરનાર, જીવનના પ્રત્યેક ક્ષેત્રમાં આઝાદી વાંછનાર યુવાન સ્ત્રી–પુરુષો, મૂળભૂત રાજકીય એવી આ હિંદી રાષ્ટ્રિય મહાસભાથી નારાજ થાય તો કોઇને આશ્ચર્ય થવું જોઇએ નહિ. પરિણામે માનવઆત્માની આરજુ અને જીવનની પ્રત્યેક જરૂરતને પોષનારી કોઇપણ પ્રવૃત્તિ પાછળ યુવાનો પાગલ બને એ અત્યંત સ્વાભાવિક છે. ફલિતાર્થ એ કે યુવકપ્રવૃત્તિ માત્ર રાજદ્વારી સંસ્થા જ નથી તેમ નથી એ બીનરાજકીય સંસ્થા. એનું ક્ષેત્રતો છે જીવન જેટલું જ વિશાળ. 'પૂર્ણ'માં જુદા જુદા સર્વ અંગોનો સમાવેશ થાય તેમ યુવકપ્રવૃત્તિનો વિકાસ આપણી રાજદ્વારી પ્રગતિને પણ વેગ આપશે એ નિશ્ચિત છે.

આધુનિક સમાજવ્યવસ્થા પરત્વેના અસંતોષનું સૂચક પગલું એટલે યુવકપ્રવૃત્તિ. જમાના જૂનાં ગુલામી, દમન અને ક્રુરતા સામે યુવકોના બંડ તરીકે જ એનું મહત્વનું સ્થાન છે. શૃંખલાબંધન છેદી, માનવ જાતની

નવસર્જન શક્તિનાં દ્વાર ખુલ્લાં કરી દઇ, આપણે માટે, જગતની માનવ જાત માટે એક અભિનવ ને ઉચ્ચ જગતનું નિર્માણ કરવાનું એનું ધ્યેય છે. અને એટલે જ યુવકપ્રવૃત્તિ એ કંઇ આધુનિક પ્રવૃત્તિઓ પર ઠોકી બેસાડવામાં આવેલી વધારાની પ્રવૃત્તિ નથી કે તથી એ વિદેશમાંથી ઉછીતું આણેલું આંદોલન. એ તો છે એક સાત્વિક ને સ્વતંત્ર પ્રવૃત્તિ. મનુષ્ય સ્વભાવમાં ઊંડે ઊંડે વસેલાં છે એના મુખ્ય પ્રવાહોનાં મૂળ.

નવું કાર્યક્ષેત્ર ઊઘાડતી વેળા, નવી વિચારધારા વહેવડાવતી વખતે, રુઢ વિચારો, સ્થાપિત હિતો, ને સત્તાપર હશે તે સઘળાં બળો સામે, સ્વાભાવિક રીતે જ, આપણે બાથ ભીડવી પડશે, પણ તેથી ગભરાવવાનું કારણ નથી. યુવક આંદોલનોએ કામ કરવાનું છે પ્રખર વિરોધ વચ્ચે. પારાવાર મુસીબતો આપણે પાર કરવાની છે. ચોતરફથી વિપત્તિનાં ધાડેધાડાં આપણને ઘેરી વળે એવા યે પ્રસંગો આવશે, એવે ટાણે ઘડી-ભર તો થશે કે બાકીના જગતે આપણી સાથેનો સઘળો વ્યવહાર તોડી નાખ્યો છે. આવી કટોકટીમાં, વિપત્તિની ભયંકર આફતોને પડકારતા, વિજય શબ્દો બોલનાર પેલા મહાન આયરીશ દેશભક્તના અર્થ પ્રધાન શબ્દો આપણે સંભારવા રહ્યા "એક આદમી જગતને જેમ તાર્યું એક વ્યક્તિ તેમ આયર્લેંન્ડને ઉગારશે." યુવકપ્રવૃતિના પ્રણેતા તરીકે જીવનમાં ડગલે ને પગલે આઝાદીનો મુદ્રાલેખ અંકિત કરશો ત્યારે, ચારે બાજુથી એકદમ એકસામટા તમારા સઘળા શત્રુઓ જાગશે. તમારા પ્રચારની અસર હેઠળ આવતા સંસ્થાપતિ હિતો તમને કચડી મારવા એક થઈ જશે. ભલે દુશ્મન તાકાતવાન હોય પણ એક મોરચે એની સામે ઝૂઝવું સહેલું છે, પરંતુ એકી વખતે બધા જ મોરચા પર શત્રુઓ સાથે યુદ્ધ ખેલવું રમત વાત નથી. પરિણામે, રાજદ્વારી કાર્યકર્તાઓને સામનો કરવો પડે તે કરતાં વિશેષ બળવાન દુશ્મનોનો સામનો કરવા માટે યુવકપ્રવૃત્તિના સૈનિકો ને સેનાનીઓએ કટિબદ્ધ રહેવું જોઇએ.

ઉપરાંત યુવક આંદોલનમાં રસધરાવતા આપણે બધાએ, શક્ય એવી એક મુશ્કેલીનો પણ પ્રથમથી ખ્યાલ રાખી, પહેલેથી જ સાવચેત રહેવું

જોઇએ. રાજદ્વારી પ્રવૃત્તિમાં કે કામદાર પ્રવૃત્તિમાં, લોકો ઉપરનો પ્રભાવ સતત જારી રાખવા માટે વિરાટ જનતા સાથે આપણે કામ લેવાનું રહેશે. કોઇ કોઇ વેળા મોટા મંચ ગજાવવા પડશે, તો એમની સાથેનો સંબંધ સજીવ રાખવા કોઇ કોઇ વખત એમના જેટલી જ સામાન્ય કક્ષા પર તમારે મૂકાઈ જવું પડશે. આથી ઊલટું, યુવક પ્રવૃત્તિમાં રહે તમને જો કીર્તિની લાલસા 'હોય તો સવેળાથી જ એવી લાગણીને તિલાંજલિ આપી દેજો. તમારા રાષ્ટ્રિય જીવનના મુખ્ય પ્રશ્નોનો તમારે જો તોડ કાઢવો હોય તો .તમારા સમકાલીનો કરતાં માઇલોના માઇલો આગળ દેખનારી ક્રાંતદૃષ્ટિ રાખવી પડશે. વર્તમાન સામાજિક બંધનો છેદી, અલિપ્ત રહી, ભાવિના પેટાળમાં નિરખવાની શક્તિ ઘણી વખત આમજનતામાં હોતી નથી. અનિષ્ટોને નિવારવા માટે પ્રથમથી જ ઉપાય શોધી સૂચના કરો તો પણ તમારા ઉપાયો જનતાને ગળે ન ઉતરે એમ પણ બનશે. આવે પ્રસંગે, સાથી વિના, એકલા, અટૂલા, જાણે ક્રૂસની સમક્ષ ઊભા હો તેમ ખડા રહેવાની હિંમત ધરજો, અને બાકીના જગત સાથે લડી લેજો. દરેક પ્રસંગે લોકલાગણીના પ્રવાહ સાથે વહેવાનું પસંદ કરનાર તત્કાળ માટે લોકનેતા બની શકે ખરો, પરંતુ આવો માણસ ઇતિહાસમાં અમર થઈ શકે નહિ; તેમ મોટી મોટી ગેર સમજૂતી સામે ઝઝૂમવા માટે પણ કેળવાઈ શકે નહિ, ને ભારે ત્રાસ ખમવાની શક્તિ પણ મેળવી શકે નહિ.|| સર્વોત્કૃષ્ટ નિસ્વાર્થ કાર્યો કરતાં કરતાં પણ લોકોની ગાળો અને તિરસ્કાર સહેવા તમારી પીઠ સદા તૈયાર રાખજો. તમારા અંગત મિત્રો તરફથી આવનારા અયોગ્ય ને અણધાર્યાં દમન સામે મનને મજબૂત બનાવજો.||

આખરે તો માનવ સ્વભાવમાં ઊંડે ઊંડે દૈવી તત્ત્વોનો વાસ છે. એટલે ગેરસમજણ, ગાળો અને દમનના લાંબા દિવસો પણ સત્વર ચાલ્યા જશે. સાચા દિલની નેક માન્યતા માટે પ્રાણાર્પણ કરવું પડે તો માનજો કે મૃત્યુને ભેટવાથી આપણે અમર થઈ જવાના છીએ, માટે ગમે તેવી અણધારી આફત માટે તૈયાર રહેજો.

ગુલાબ અનેકઘણું સુંદર છે, કારણ એમાં કંટકનો વાસ છે. આપણું માનવજીવન પણ એવું જ છે. દમન, યાતના અને બલિદાન વિના આપણી આ જિંદગી કેટલી સુગંધરહિત, કેટલી જડ ને કેવી વિરૂપ બની જાત !

વિશાળ દૃષ્ટિથી જોતાં યુવકપ્રવૃત્તિના પ્રકાર પાંચઃ–રાજકીય, સામાજિક, આર્થિક. શારીરિક અને સાંસ્કારિક. એ પ્રવૃત્તિના ઉદ્દેશ એઃ આ પાંચે પ્રકારની ગુલામી તોડવી અને એ મુક્તિને પરિણામે સ્વયંપૂર્ણતા અને આત્માવિષ્કારને વેગ આપવો. એટલે આ પ્રવૃત્તિમાં બંને ગુણો છે, સંહારાત્મક અને સર્જનાત્મક. સંહાર વિના સર્જન શક્ય નથી. એથી તો કુદરતમાં પણ સ્થળે સ્થળે આપણને સંહાર અને સર્જનનાં સાથે સાથે દર્શન થાય છે. આપણે માનીએ કે સંહાર અનિષ્ટ છે અને સર્જન ઇષ્ટ છે અને સંહાર વિના પણ સર્જન શક્ય છે તો ભીંત ભૂલ્યા છીએ એમ નક્કી સમજજો. એવી જ રીતે સંહારને જ આપણું અંતિમ ધ્યેય ગણી લઈએ તો પણ આપણી ભૂલ છે. જીવનના કોઈપણ ક્ષેત્રમાં આઝાદીના આંદોલનોનો ઉગમ અને વિકાસ એટલે જ સંહાર, ક્વચિત્ નિર્દય સંહાર, અસત્ય, ગુલામી, અસમાનતા અને દંભ સાથે કદી યે સમાધાન ન હોય. તો પછી જો આ શૃંખલાઓ તોડવી જ છે તો ઘા ઉપર ઘા ઝીંકયે જવા પડશે. અટકીશું નહિ, આઘુપાછું જોઈશું નહિ. આપણી ફરજ તો બસ આગે...આગે...

અને આપણામાં ચેતના હશે. તણખા જેવા તણખાથી પણ અસર ન પામનાર માત્ર માટીના લોચા જ આપણે નહિ હોઈએ તો–સંહાર પછી સર્જનાત્મક કાર્ય તમારાં દ્વાર ખખડાવવાનું જ છે. હિંદમાં ને વિદેશમાં આજે જે પ્રવૃત્તિઓ જોઈએ છીએ તેમાંની ઘણી તો સ્વભાવે સુધારક છે. કશા પણ ક્રાંતિકારક ફેરફાર કર્યા વિના આપણા જીવનની માત્ર બહારની સપાટીને જ આવી પ્રવૃત્તિઓ સ્પર્શે છે. પરંતુ આવા સુધારા આપણને ખપતા નથી. આપણને તો જોઈએ છે ક્રાંતિકારક પરિવર્તન.

વ્યક્તિગત જીવનનું અને આપણા સામુદાયિક જીવનનું આપણે તો કરવાનું છે નવસર્જન. અને આ નવતાકાતના પરિપૂર્ણાર્થે, પ્રેરણા આપનાર જોઈએ છે આઝાદીની તદ્દન નવી વ્યાખ્યા. જુદા જુદા જમાનામાં ને જુદા જુદા વાતાવરણમાં આઝાદીની જુદી જુદી વ્યાખ્યાઓ થઈ છે. ખરું પૂછો તો સર્વત્ર તેમ અહીં આપણા પોતાના રાષ્ટ્રમાં પણ આઝાદીની વ્યાખ્યામાં વિકાસ થયો છે. આઝાદીનો ઓછામાં ઓછો અર્થ આજે સર્વત્ર સંપૂર્ણ મુક્તિ છે. અને સ્વાતંત્ર્યનો આ જ અર્થ યુવાનોને માન્ય છે. અર્ધા સમાધાનથી આપણને હવે સંતોષ થનાર નથી. આપણને ખપે છે આઝાદીનું પૂરેપૂરું પેય અને તે પણ જીવનના એકેએક ક્ષેત્રમાં. આઝાદી ચાહતા હોઈએ, આઝાદીને ખાતર આઝાદી આપણને પ્યારી હોય તો કોઈ પણ પ્રકારની અસમાનતા કે ગુલામી આપણે સહન કરી શકીશું નહિ. રાજદ્વારી, આર્થિક કે સામાજિક–ગમે તે ક્ષેત્ર હોય પણ જીવનમાં આઝાદીના સિદ્ધાંતોને સંપૂર્ણતયા અપનાવવા આપણે થનગની રહ્યા છીએ. આપણો ધ્યેયમંત્ર એક જ હોઈ શકે–સ્ત્રી કે પુરુષ જન્મે સમાન છે તો વિકાસ માટે બંનેને સમાનક્ષેત્રો, સમાન પ્રસંગો આપો. આ સિદ્ધાંત ઉચ્ચારવો સહેલો છે પણ અમલમાં મૂકતાં બેહદ મુશ્કેલીઓનો સામનો કરવો પડશે. આમ જોતાં આ સિદ્ધાંત પ્રમાણે વર્તવું ઘણું જ કઠણ છે.

મિત્રો, યુવકપ્રવૃત્તિના ઉગમ અને વિકાસમાં મદદ કરનારાઓએ કરવાના કાર્યની સંપૂર્ણ વિગતો આપી તમારો કીમતી વખત નહિ બગાડું. આ પ્રવૃત્તિનાં સિદ્ધાંત, ધ્યેય અને આદર્શ તમારી સમક્ષ રજૂ કરવાથી મારી ફરજ પૂરી થાય છે. કોઈ માનવી કલ્પી શકે એટલો મહત્વાકાંક્ષી એટલો મહાન છે આપણો આદર્શ. ભૂલશો નહિ કે આપણે પરિવર્તન તો આખા જીવનનું કરવાનું છે. પોતાને માટે, સારી યે માનવજાત માટે એક ઉન્નત–શ્રેષ્ટ નૂતન સમાજનું નિર્માણ આપણે જ કરવાનું છે. એને માટે આપણામાં રહેલાં ઉત્તમોત્તમ તત્ત્વોને જાગૃત કરો. આઝાદીના ઇલમી સ્પર્શથી જ સૂતેલી આપણી શક્તિઓ જાગશે;

અવિરત કાર્યપ્રવૃત્તિમાં આપણને પ્રવૃત્ત કરનાર સ્પર્શ પણ એ જ. પ્રથમ આપણામાં ને પછી આપણા દેશબાંધવોમાં આઝાદીની આ તમન્ના કેવી રીતે જગાડી શકીએ એ જ છે આપણો પ્રથમ ને મુખ્ય પ્રશ્ન. હૈયાના તલાતલમાંથી આઝાદીની પ્રેરક વાણી જો ગર્જાવવી હોય તો આપણને ગુલામીના વૃશ્ચિકનો ભારે ડંખ લાગવો જોઇએ, શૃંખલાની વેદના આપણે અનુભવવી જોઇએ.

આ લાગણી જ્યારે તીવ્ર બનશે ત્યારે આપણને લાગશે કે મુક્તિ વિનાનું જીવન કદી યે જીવી શકાય જ નહિ. આવો અનુભવ વધતો જશે તેમ તેમ એવો વખત આવશે કે આપણા આત્માના ખૂણે ખૂણામાંથી આઝાદીની ખેવનાના સતત પોકાર ઊઠશે......

મધ્યપ્રાંત યુવક પરિષદ્ : નાગપુર ૨૯ : ૧૧ : '૨૯

* * *

**આ**પણે જે વાંછીએ છીએ તે તો છે જીવનનું ક્રાંતિકારી પરિવર્તન કરનારી આત્મજાગૃતિ થાબડથીંગડા મારેલા સુધારાનો આપણને ખપ નથી. ઉપર ચોટિયા ઉપાયો પણ આપણને જરૂરના નથી. આપણે તો ઇચ્છીએ છીએ આખા યે જીવનનું ઉન્નત પરિવર્તન–કહેવું હોય તો એને સંપૂર્ણ ક્રાંતિ ભલે કહો. 'ક્રાંતિ' શબ્દ સામે વાંધો ઉઠાવશો નહિ. ક્રાંતિની આપણી વ્યાખ્યામાં આપણે કદાચ જુદા પડીએ પરંતુ ક્રાંતિમાં માનતો જ ન હોય એવા આદમીને હજી સુધી તો મેં જોયો નથી. 'ઉત્ક્રાંતિ' અને 'ક્રાંતિ'માં કોઇ મૂળભૂત તફાવત નથી. અતિ ટૂંક સમયમાં ઉત્ક્રાંતિનો આવિષ્કાર તે ક્રાંતિ, અને લાંબા સમયતક વિસ્તૃત પટ પર પથરાયલી ક્રાંતિ તે ઉત્ક્રાંતિ. ક્રાંતિ અને ઉત્ક્રાંતિ બંનેનો અર્થ છે પ્રગતિ ને પરિવર્તન. બંને માટે કુદરતમાં સ્થાન છે. ખરું કહીએ તો એકે વિના કુદરતને ચાલી શકે નહિ.

સારાનરસાની આપણી ઘણી યે વ્યાખ્યાઓ ફરી બદલવી પડશે એમ મેં કહ્યું. મેં એમ પણ કહ્યું કે આખાયે જીવનનું ઉદ્દામ પરિવર્તન

આપણે માગીએ છીએ. એક રાષ્ટ્ર તરીકે જો મહત્તા મેળવવી હોય, જગતના આગળ પડતા રાષ્ટ્રોમાં માનભર્યું સ્થાન પ્રાપ્ત કરવું હોય તો આવા પરિવર્તનની જરૂર પડશે જ. કોઇ આદર્શ માટે જીવી જઇએ તો જ જિંદગીનો કંઇ અર્થ છે, અને તો જ એની કિંમત છે, અગત્ય છે. જે રાષ્ટ્રને પ્રગતિ કરવી ન હોય અને માત્ર કોઇ રાષ્ટ્રિય સ્વાર્થ પરિપૂર્ણ કરવાને જ એ દેશ મહત્તા મેળવવા માગે તો એવું રાષ્ટ્ર જીવી શકે નહિ, એને જીવવાનો પણ કોઇ અધિકાર નથી. રાષ્ટ્ર મહાન બનવાની આકાંક્ષા સેવે જેથી માનવજાત મહાન બને ને વસવા આ જગત અંતે એક વધુ ઉત્કૃષ્ટ ને વધુ સુખદાયી સ્થાન બને.

કોઇ પણ પ્રજાને મહાન બનાવનારા બૌદ્ધિક અને નૈતિક તત્ત્વોનો અને ખનીજ પદાર્થોનો પણ મોટો ખજાનો છે ભારત. જૂના જમાનાનો પૂરાણો ભૂતકાળ છતાં હિંદુસ્તાન હજીયે જીવતું છે કારણ ફરી વાર એ મહાન બનનાર છે, કારણ એને હજી બજાવવાનું બાકી છે એક ધર્મકાર્ય. અને એ ધર્મકાર્ય છે પ્રથમ પહેલું જાતે ઊગરવાનું અને પછી જગતના સંમિલિત સંસ્કાર ને સંસ્કૃતિમાં પોતાનો અનન્ય ફાળો નોંધાવવાનું. સેંકડો મુસીબતો છતાં હિંદનો આજનો ફાળો કોઇપણ રીતે નાનોસૂનો તો નથી જ. પોતાની પ્રતિભા પ્રમાણે પ્રગતિ સાધવાને ભારત સ્વતંત્ર હોય તો એનો હિસ્સો કેટલો મોટો હોઈ શકે તેનો તો ઘડીભર વિચાર જ કરી લેજો.

મારો નિશ્ચિત મત છે કે અવિરત કાર્ય માટે જો આપણને જાગૃત કરવામાં આવે તો આપણી પ્રજા અલૌકિક કાર્યો સાધી શકે. મને તો બીજી પણ ખાતરી છે કે જો એક વખત આપણે પૂરેપૂરા જાગી ગયા તો ઉતાવળે આગળ ભાગતા પશ્ચિમને—આજના પ્રગતિવાદી જગતરાષ્ટ્રોને પણ પાછળ પાડી દઇએ. જે કંઇ જોઇએ છે તે સ્પર્શમાત્રથી આપણા સારાયે જીવનમાં અદ્‌ભુત સંચાર કરનાર ઇલમી લાકડી. આખા જગતને કાર્યરત કરનાર, એને પ્રગતિને પંથે દોરનાર 'સંજીવની' (elan vital)

વિશે ફ્રેન્ચ તત્ત્વવેત્તા બર્ગસને કહ્યું છે. આપણા રાષ્ટ્રની આવી સંજીવની કઈ? એક જ છે એનો પ્રત્યુત્તર આઝાદી મેળવવાની, આત્મવિષ્કારની તમન્ના. એ તમન્નાનું એક ગૌણ કાર્ય એટલે ગુલામી સામે બંડ. સ્વતંત્ર થવું હોય તો ચોગરદમથી ઘેરી રહેલી ગુલામી સામે પોકારો બંડ. ગુલામી સામે સફળ બંડ જગાવો એટલે આઝાદીની વરમાળ તમને આરોપવાની છે.

સદ્વૃત્તિનો અંશત: નાશ થયો હોય તે લોક વિના, દરેક માનવને વત્તા કે ઓછા પ્રમાણમાં, ગુલામીની વેદના ને પરાધીનતાના અપમાન સાલ્યા વિના રહેતાં નથી. આ લાગણીપ્રબળ બનતાં ગુલામી અસહ્ય બને છે. અને અંતે આપણામાં જાગે છે ગુલામીની ધૂંસરી ફગાવી દેવાની ઉત્કટ વૃત્તિ. સ્વતંત્રદેશોનો જાત અનુભવ આ વૃત્તિને પોષે છે. આઝાદીથી પ્રાપ્ત થતા સુખની કલ્પના ને એના અભ્યાસનો આનંદ આ ઉત્કટ વૃત્તિને ઉત્કટતમ બનાવી દે છે. આપણા રાષ્ટ્રના મુક્તિ જંગમાં 'તપસ્યા'ના માનસશાસ્ત્રીય પ્રકારની વાત કરવી હોય તો એમ કહેવાય કે એવી વૃત્તિ એટલે રાષ્ટ્રના અપમાન પ્રત્યે, પ્રજા પ્રજા વચ્ચે દર્શાવતા ભેદભાવ પ્રત્યે મનને વધુને વધુ જાગૃત બનાવતા જવું ને આઝાદી કાજેની તમન્ના તીવ્રતમ કરતાં જવી. ઇતિહાસનું અધ્યયન, હિંદની આજની અધોગતિનું નિરીક્ષણ, આપણા જીવનના આદર્શનું સતત પરિશિલન અને સૌથી વધુ તો સ્વતંત્રદેશોની પરિસ્થિતિ સાથે ગુલામ દેશની સ્થિતિની સરખામણી વગેરેથી આઝાદીની આ તમન્ના વધુ જાગૃત કરો.

ધર્માંતર, દીક્ષા, વગેરેનો અર્થ સારે માટે તો એક જ છે—આઝાદીની વેદીપર જીવન સર્વસ્વનું સમર્પણ. હા. આ સંપૂર્ણ આત્મબલિદાન એક દિવસમાં શક્ય નથી. પરંતુ આઝાદીની તીવ્રેચ્છા જેમ જેમ વધતી જાય તેમ તેમ અવર્ણનીય આનંદનો આસ્વાદ આપણને મળતો જશે, અને આપણું જીવન અર્થપૂર્ણ છે, જિંદગીનું કોઈ ધ્યેય છે એમ

આપણને સવિશેષ લાગતું જશે, ને થશે ક્રાંતિનો જન્મ—આપણા વિચાર, લાગણી ને મહત્વાકાંક્ષામાં જબ્બર પરિવર્તન આવશે. જિંદગીમાં માત્ર એક જ ચીજની આપણે મન કિંમત હશે અને તે આઝાદીની. આપણું આંતરિક જીવન એવું અદ્દભુત રીતે બદલાઈ જશે, એને એવું નવજીવન પ્રાપ્ત થશે કે આઝાદીના આદર્શને સઘળું અનુરૂપ બની જવાનું. ઉત્તરોત્તર થતા આ પરિવર્તનનો અનુભવ અવર્ણનીય છે. આ પરિવર્તન પૂરું થતાં તો આપણે પુનર્જન્મ થશે, શબ્દના સાચા અર્થમાં આપણે "દ્વિજ" કહેવાઇશું. તે પછી વિચાર કરશું આઝાદીનો, ભાવના હશે આઝાદીની, ને સ્વપ્નો પણ આવશે આઝાદીનાં. આપણી સર્વ પ્રવૃત્તિનું માત્ર લક્ષ્યકેંદ્ર હશે આઝાદીની પ્રાપ્તિ, એક જ શબ્દમાં કહું તો પૂર્ણ આઝાદીના સામ્રાજ્યમાં જ જીવતા, હરતા ફરતા ને કાર્ય કરતા આપણે આઝાદી મસ્ત બની ગયા હોઈશું.

એક વેળા આઝાદી માટેની જ્યોત હૈયામાં પ્રકાશી કે એને ઝીલવા યોગ્ય પાત્રની જરૂર પડશે. આ ધ્યેયસિદ્ધિ માટે શારીરિક, બૌદ્ધિક કે નૈતિક–શરીરની તમામ શક્તિઓ પાસે નવા પ્રકારનું કામ લઇશું. શીખેલામાંથી ઘણું ભૂલી જવું પડશે, ને અત્યાર અગાઉ ન શીખેલું પ્રથમવાર શીખવું પડશે. આઝાદીપ્રાપ્તિની યોગ્યતા માટે શરીર અને મન નવી તાલીમ લેશે, નવી શિસ્ત શીખશે. આપણા જીવનનું બહારનું ક્ષેત્ર પણ બદલાઇ જશે. વૈભવ, એશઆરામ ને સુખને તિલાંજલિ આપવી પડશે ને બનવું પડશે જીવનનાં નવા ધોરણોને અનુરૂપ પુરાણી ટેવો ભૂલવી પડશે. ને આમ આપનું આખુંયે જીવન સ્વતંત્રતાને સ્વીકારવા માટે થનગનતું એક પવિત્ર સાધન બની રહેશે.

આખરે માનવ રહે છે તો સમાજમાં. બાકીના સમાજથી એનો સંબંધ તોડી નાખો તો આત્મપૂર્ણતા શક્ય નથી. જેમ સમાજ વ્યક્તિ પર અવલંબે છે તેમ પોતાના ઉગમ અને વિકાસ માટે વ્યક્તિ પણ સમાજ પર આધાર રાખે છે. પોતાના વિકાસની સાથે સાથે વ્યક્તિ

આખા સમાજનો ઉદ્ધાર ન કરે તો શી કિંમત છે એના વ્યક્તિગત વિકાસની? એકલવાયો આદમી કોઈ સિદ્ધાંત અપનાવે પણ જો સમાજ એનો અસ્વીકાર કરે અને એ રીતે એ સિદ્ધાંત સમૂહજીવનમાં ઓતપ્રોત ન થઈ શકે તો એ સિદ્ધાંતનું મહત્ત્વ યે શું! એ સિદ્ધાંત આપણા જીવનનો મુખ્ય સિદ્ધાંત બનનાર હોય, આપણી સર્વ પ્રવૃત્તિની એ સંજીવની હોય તો એને સામાજિક પુનર્રચનાનો મૂળભૂત પાયો બનાવવો રહ્યો. આ દૃષ્ટિએ વિચારતાં જણાઇ આવશે કે આઝાદીનો સિદ્ધાંત એક વખત સમાજને લાગુ પાડવામાં આવે અને ભાવિ—સમાજનું ચણતર આ મુખ્ય સિદ્ધાંત પર કરવામાં આવે તો આપોઆપ એ બની જાય સામાજિક ક્રાંતિ. સારાયે સમાજની આઝાદી એટલે સ્ત્રી માટે તેમ જ પુરુષો માટેની આઝાદી; ઉચ્ચ જાતિઓની જ માત્ર નહિ, સાથે સાથે દલિત વર્ગોની પણ આઝાદી; અમીરોની જ માત્ર નહિ, ફકીરોની યે આઝાદી; માત્ર યુવાનોની જ નહિ પણ વૃદ્ધોની યે આઝાદીઃ બીજા શબ્દોમાં કહું તો સર્વ વર્ગોની, સર્વ લઘુમતિઓની ને સર્વ વ્યક્તિઓની આઝાદી. આમ સ્વતંત્રતામાં સૂચિત છે સમાનતા ને સમાનતા એટલે બંધુત્વ. પરિણામે સ્વતંત્ર સમાજમાં, કાયદાની દૃષ્ટિએ તેમ સામાજિક વિષયોમાં પુરુષો જેટલો જ દરજ્જો સ્ત્રીઓનો હશે. માત્ર જન્મને કારણે અમુક જાતિઓ ઉપર લઘુતાનું કલંક આજે સામાજિક અંતરાયો ચોંટાડી રહ્યા છે તેને સદંતર ઉન્મૂલવામાં આવશે. સામાજિક પ્રગતિના માર્ગમાં આડે આવનારી દોલતની અસમાનતાનો નાશ કરવામાં આવશે. સમાજની પુનર્રચના કે બંધારણ માટે જવાબદારી સ્વીકારનાર સર્વને શિક્ષણ અને વિકાસની સમાન તક આપવામાં આવશે. એ સમાજમાં, આર્થિક ક્ષેત્રમાં ને રાજદ્વારી ક્ષેત્રમાં, દરેક વ્યક્તિ બીજા જેટલી જ સ્વતંત્ર હશે, એને દરજ્જો એટલો જ સમાન હશે, સર્વને સમાન તક, ધનની સમાન વહેંચણી, ન્યાતજાત વગેરેના સામાજિક અંતરાયોનો લોપ, વિદેશી રાજ્ય અમલમાંથી મુક્તિ—નૂતન સમાજને લગતા અનેકમાંના થોડા મૂળભૂત સિદ્ધાંતો તે આ પૂર્વ અને પશ્ચિમમાંના

સર્વ શુભ તત્ત્વોનું સંપૂર્ણ સંમિશ્રણ કરવાનું આઝાદ ભારતનુ સ્વપ્ન છે. સ્વતંત્ર ભારતના વારસદાર તરીકે વિદ્યાર્થીઓ એવી તાલીમ લ્યો કે તમે સામાજિક પુનર્રચનાના અગ્રેસરો બનો, આઝાદીના માર્ગના જ્યોતિર્ધરો બનો. આઝાદીનો માર્ગ કંટાળો માર્ગ છે પરંતુ એજ માર્ગ આપણને અમરત્વ બક્ષશે, ને અવિનાશી કીર્તિના અધિકારી બનાવશે. ભારતના વિદ્યાર્થીઓ એક થાઓ, એકરાગી દળ રચો અને ખભે ખભા મિલાવી ભારતની આઝાદીના આ ઉમદા પંથ પર વિજયકૂચ આરંભો.

**વિદ્યાર્થી પરિષદ : અમરાવતી** **૧: ૧૨: '૨૯**

* * *

ઘણા કારણોને લીધે હિંદની વિદ્યાર્થીપ્રવૃત્તિના અતિઘનિષ્ઠ સંબંધમાં હું રહ્યો છું. વર્ષો પહેલાં વિદ્યાર્થી તરીકેના અનુભવથી મને ખાતરી થઈ ચૂકી હતી કે સ્વમાની તરીકે જીવવું હોય તો વિદ્યાર્થીઓને પોતાની એક સંસ્થા હોવી જોઇએ, અને મહાન રાષ્ટ્રના નાગરિકો તરીકેની ભાવી કારકિર્દી માટે અત્યારથી જ એમણે તૈયારી કરી લેવી જોઇએ. શબ્દના અતિસંકુચિત અર્થમાં જ્યારે હું વિદ્યાર્થી મટી ગયો ત્યારે મનોમન મેં નિર્ણય કરી લીધો હતો કે ભવિષ્યની વિદ્યાર્થી આલમને જ્યારે જ્યારે જરૂર પડશે ત્યારે મારાથી બનતી બધી જ મદદ હું કરી છૂટીશ.

રાષ્ટ્રીય અંતરાયોની ગણના કર્યા વિના, સારા યે જગતના વિદ્યાર્થીઓ માને છે કે તેઓ બંધુભાવે અન્યોન્ય સંકળાયલા છે. અને એ માન્યતા પણ છે તદ્દન સાચી. આજના વિદ્યાર્થીઓ આવતી કાલના લોકનેતાઓ છે અને તેઓ રાષ્ટ્રની આશા અને મહત્ત્વાકાંક્ષાના જીવતા પ્રતીક રૂપ છે. એમ કહેવુ સત્ય છે પણ માત્ર સત્ય નથી. સામાન્ય નિયમ પ્રમાણે વિદ્યાર્થીઓ એટલે રાષ્ટ્રનું સર્વોત્કૃષ્ટ આદર્શ અંગ. આત્મસ્ફૂરિત એમના

આ આદર્શને લીધે જ જગતના વિદ્યાર્થીઓ માને છે કે તેઓ એક મહા વિશ્વબંધુત્વના સભ્યો છે. આપણા વિદ્યાર્થીઓમાં સંગઠનની આ ભાવનાને વેગવંતી બનાવવાની આપણી ફરજ છે. આમ કરવાથી, ભવિષ્યમાં ચિરકાળ માટે એમની દ્વારા હિંદી પ્રજા એક મહાન રાષ્ટ્રમાં પરિવર્તન પામશે.

સામાન્ય રીતે સ્વતંત્ર સ્ત્રીઓ અને સ્વતંત્ર પુરુષો જે હક્કો ભોગવે છે તે જ હક્કો સ્વતંત્ર દેશના વિદ્યાર્થીઓ પણ ભોગવે છે. પરંતુ આપણી વિદ્યાર્થી આલમને નશીબે એ ભાગ્ય લખાયું નથી. ગુલામ પ્રજાના સભ્યોને નડતી સર્વ અનિવાર્ય મુશ્કેલીઓથી આપણા વિદ્યાર્થીઓ આજે પીડાય છે. ઘરમાં ને બહાર માબાપો ગણે છે નાના બચ્ચા જેવા ને રાજ્ય ગણે છે રાજદ્વારી શકમંદ ઇસમો તરીકે (કોંગ્રેસ સરકારની સ્થાપના પછી આ પરિસ્થિતિમાં સુધારો થયો છે ખરો.) આવી પરિસ્થિતિમાં વિદ્યાર્થીઓએ પોતે પોતાની મેળે જ માર્ગ મોકળો કરવો રહ્યો. હવે એમણે માગવો ઘટે પુખ્ત વયના સ્ત્રી ને પુરુષ તરીકેનો વર્તાવ. અને સ્વતંત્ર રાષ્ટ્રના સભ્યોને મળી શકે તે સર્વ હક્કો મેળવવાની માગણી હવે જોરશોરથી કરવી જોઇએ.

કેળવણીના અધિકારીઓ તેમ જ સરકારી તંત્ર સાથે વખતો વખત વિદ્યાર્થીઓ સંઘર્ષમાં આવે છે. વિદ્યાર્થી તરીકેના એમના પ્રાથમિક હક્ક પર તરાપ મારવામાં આવતાં તેઓ ઘર્ષણમાં ઉતરે છે કેળવણીના અધિકારીઓ સાથે, અને નાગરિક તરીકેના એમના હક્ક જ્યારે આંચકી લેવામાં આવે છે ત્યારે તેઓને સરકારી તંત્ર સાથે સંઘર્ષમાં ઉતરવું પડે છે. આ બંને વેળા તેઓ જો સારી રીતે સુસંગઠિત હોય તો જ વિજય પ્રાપ્ત કરવાની આશા રાખી શકાય. આથી વિદ્યાર્થી જગતનું પ્રથમ અને સૌથી મહત્વનું કાર્ય છે સંસ્થા સ્થાપન અને સંગઠન. જો એમને સતત પ્રેરણાને પ્રોત્સાહન મળી શકે એમ હોય તો જ વિદ્યાર્થી પરિષદોને સ્થાયી લાભ થાય. એક વાત સદા લક્ષમાં રાખજો કે માત્ર

હક્કની રક્ષા માટે જ સંસ્થાઓ સ્થપાય એ પૂરતું નથી. આ તો છે જ. એ ઉપરાંત સંસ્થાઓનું ધ્યેય હોવું જોઈએ શારીરિક, બૌદ્ધિક અને નૈતિક તાલીમ મેળવવાનું. આમ કરવાથી જ વ્યક્તિગત તેમ સામુદાયિક રીતે વિદ્યાર્થીઓ શ્રેષ્ઠ માનવીઓ અને ઉત્તમોત્તમ નાગરિકો તરીકે તરી આવશે.

હું તો નિશ્ચિત મતનો છું કે વિદ્યાર્થી પ્રવૃત્તિનો મંચ વિશાળ હોવો જોઈએ. પક્ષાપક્ષીને અહીં સ્થાન નથી. ભિન્ન ભિન્ન વિચારો ધરાવતા સર્વ વિદ્યાર્થીઓ માટે એના દ્વાર સર્વદા ખુલ્લા રાખજો. બીજા વિદ્યાર્થીઓને કોરાણે મૂકી માત્ર એક જ સંઘના, કે એક જ સંસ્થાના કે એક જ વિચાર ધરાવતા વિદ્યાર્થીઓ જો હોદ્દાઓ કબજે કરી લે તો એથી વધુ મોટું અનિષ્ટ બીજું કંઈ નહિ હોય. ને આમ બને એટલે વિદ્યાર્થીપ્રવૃત્તિ છિન્નભિન્ન થઈ જશે, એમાંથી અસંખ્ય ફાંટા નીકળશે, અગણિત વિદ્યાર્થીસંઘો અસ્તિત્વમાં આવશે. કોઈપણ નિર્ણય પર આવતા અગાઉ આઝાદી, સમાનતા, બંધુત્વ અને વિકાસના આદર્શ પ્રતિ લક્ષ રાખજો. સદાસર્વદા યાદ રાખો કે આઝાદી એટલે રાજકીય, સામાજિક અને આર્થિક, દરેક જાતની ગુલામીમાંથી મુક્તિ.

યુવકપ્રાંત વિદ્યાર્થી પરિષદ: અમદાવાદ ૧૯ : ૧૦ '૩૮

# [૨]

## રોમાં રોલાંની મુલાકાત

**૧૯૩૫**ના એપ્રિલની ત્રીજી ને બુધવાર. પ્રભાતરાણીપર સૂર્યદેવે આજ તેજનો કળશ ઢોળ્યો હતો. આજ જીનેવાના અણુએ અણુમાંથી ખુશબુ મહોરી રહી હતી. દૂરદૂરના સ્વચ્છ ને ભૂરા નભના ફલક પર, હિમાચ્છાદિત સાલેવા પર્વતનાં શિખરોનાં છાયાચિત્રો આલેખાયાં હતાં. અમારી સમક્ષ સૂતું હતું જીનેવાનું મનોરમ સરોવર. બિલોરી કાચ શા પારદર્શક એના હૈયામાં આલિશાન મહેલાતોનાં પ્રતિબિંબ ઝીલાતાં હતાં. હું યાત્રાએ નીકળ્યો હતો. યુરોપની ધરતી પર બે વર્ષ પહેલાં મેં પગ મૂક્યો ત્યારથી જ રોમાં રોલાં જેવી મહાન વિભૂતિ ને પ્રખર વિચારકને મળવા માટે, ભારત ને ભારતની સંસ્કૃતિના એ પરમ સુહૃદના દર્શન માટે હું ખૂબ ખૂબ આતુર હતો. એમને મળવાનો પ્રયત્ન કરેલો ૧૯૩૩માં ને ૧૯૩૪માં પણ મને સફળતા મળી શકી નહોતી. પરંતુ આજ મારો ત્રીજો પ્રયાસ સફળ થનાર હતો. આજ મારા આનંદની પરિસીમા નહોતી, છતાં ક્વચિત્ ચિંતાને આશંકાની વીજ મારા અંગમાંથી પસાર થતી ને હું કંપી ઊઠતો. એ વિભૂતિના દર્શનથી હું ઉદ્બોધિત થઈશ, મને પ્રેરણા મળશે કે પછી ભગ્નાશ થઈ મારે પાછા ફરવું પડશે? પરમ સ્વપ્નદ્રષ્ટા ને ઉત્કૃષ્ટ આદર્શવાદી એવા આ નરવીર પ્રત્યેક જમાનામાં ને દરેક હવામાનમાં વીર યોદ્ધાના માર્ગ પર જડેલી જીવનની નક્કર હકીકતો–વ્યવહારુ મુશ્કેલીઓ, સમજી શકશે ખરા?

ને સૌથી વધુ તો, ભારતના આવતી કાલના ઇતિહાસ માટે વિધાતાએ કેવા કેવા લેખ લખ્યા હશે તે એ પોતે ઉકેલી શકશે ?

૨૨મી ફેબ્રુઆરીએ લખેલા એમના પત્રમાંના પ્રેરક શબ્દોએ મને અજબ ઉત્સાહ આપ્યો હતો. એમણે લખ્યું હતું :..."આપણી દુનિયાની સંગ્રામભોમથી દૂર દૂર ઇશ્વર, કલા, સચરાચર ચૈતન્ય કે અતિસૂક્ષ્મ ને અજ્ઞાન આત્માના પ્રદેશો તરીકે ઓળખાતી બીજી સૃષ્ટિ પણ છે. શ્રમિત અને અસ્થિર પળોમાં આવી સૃષ્ટિનો આશ્રય લેવાની લાલચ સામાન્ય જનતા જતી કરી શકતી નથી. પણ આપણામાંની બુદ્ધિજીવીને વિચાર-પ્રધાન પ્રત્યેક વ્યક્તિએ તો એ લાલચ સામે લડી લેવું જ રહ્યું. અને આપણે લડવું જ પડશે, કારણ મૃત્યુસાગરની આ પાર–માનવજીવનની સમરભૂમિ પર રહી આપણે આપણી ફરજ બજાવતા રહેવાની છે."

જીનેવાના સરોવરને ચોગરદમથી આશ્લેષતા વર્તુળ માર્ગ પર પૂરા બે કલાક સુધી અમે મોટર ચલાવ્યે રાખી. અપૂર્વસૌન્દર્યથી ઓપતું વાતાવરણ હતું. સ્વીસ રીવીરા (Riviera) ની બાજુ પર વેગથી મોટર હંકારતી વેળા સ્વીત્ઝરલેંડની વિવિધ ચારુતાની વાનગી રૂપ અઢળક સૌન્દર્યનું અમે પાન કર્યું. મોટરની ગતિ હવે ધીમી પડતી હતી. અંતે આ ફ્રેન્ચ વિદ્વાનના વીલા વોલ્ગા નામના નિશ્વાસસ્થાન સામે એ થંભી. જગતની સુંદરતા અહીં જ ઠલવાઇ હતી. મકાનની ચોગરદમ પર્વતની હારમાળા હતી. સરોવરની આ સ્થળથી નજર કરતાં, સરોવરની અવિસ્મરણીય આભા જાણે મૂર્તિમંત પ્રગટ થતી દેખાતી હતી. સૌન્દર્ય, શાંતિ અને ભવ્યતાનું એકરાગી સામ્રાજ્ય વ્યાપી રહ્યું હતું. ખરેખર, યોગી મહાત્માના નિવાસ માટે આ સ્થાનની પસંદગી યોગ્ય જ હતી.

મેં ઘંટડી વગાડી. બેઠી દડીનાં એક સન્નારીએ દ્વાર ખોલ્યાં. શી એમના મુખારવિંદની પ્રતિભા ! ને શી અનુકંપા ! એ હતાં રોમાં રોલાંનાં ધર્મપત્ની. એમણે મારો સત્કાર પૂરો કર્યો ન કર્યો ત્યાં તો અમારી સામેનું દ્વાર પણ ખુલ્યું. ફિક્કા ચહેરાવાળી એક પ્રલંબ આકૃતિ બહાર

આવી. પારદર્શક પેખનારી અલૌકિક આંખોનો એ અદ્દભુત પ્રભાવ! હા. ઘણીએ છબીઓમાં અત્યાર અગાઉ મેં આજ વદનશશિનાં દર્શન કર્યાં હતાં, કરોડો માનવના દુઃખભારે પીડાતો મુખચંદ્ર તે એ જ! શ્વેતપૂણીશા એ ફિક્કા ચહેરામાં સવિશેષ એવું ગ્લાનિકર કંઇક હતું ખરું કિંતુ નહોતો એમાં નિરાશાનો આવિષ્કાર, સરસ્વતીદેવી એમની જીભપર બેઠાં કે તરત જ શ્વેત ગાલો પર રક્તિમાનાં પૂર ધસી આવ્યાં, ને ચક્ષુવાટે થયાં અસામાન્ય તેજનાં દર્શન, એમને મુખેથી સરકી પડેલી અમૃતવાણી આશા ને જીવનની પ્રચુરતા હતી.

પ્રારંભમાં શિષ્ટાચાર થયો. ભારત અને ભારતી મિત્રો વિષેની પ્રાથમિક પૂછપરછને અંતે ગંભીર વાતમાં અમે ઉતરી પડયા, મોં. રોલાં અંગ્રેજી જાણતા નહોતા—કે બોલ્યા નહિ?–ને હું નહોતો જાણતો ફ્રેંચ, એટલે દુભાષિયા તરીકે અમારે એમનાં પુત્રી ને એમના પત્નીને રાખવાં પડયાં. હિંદુસ્તાનની પરિસ્થિતિના તાજેતરના પ્રવાહોની ચર્ચા કરવાની મારી નેમ હતી. જગત સમક્ષ આવી પડેલા અગત્યના પ્રશ્નો પર એમના મંતવ્યો જાણવાનો મારો ઇરાદો હતો. એટલે, હિંદની પરિસ્થિતિ વિશે મારા પોતાના જે ખ્યાલો હતા, મેં જેવું એનું પૃથક્કરણ કર્યું હતું, તેની ચોખવટ કરવા માટે શરુ શરુમાં ઘણું વિસ્તારથી મારે કહેવું પડયું.

છેલ્લા ચૌદ ચૌદ વર્ષની લડતના પાયારૂપ મુખ્યસિદ્ધાંતો હતા બે : (૧) સત્યાગ્રહ કે અહિંસક પ્રતિકાર (૨) મુડીવાદી ને મજૂરો, જમીનદારો ને કિસાનો વગેરે હિંદી પ્રજાના સર્વ પક્ષોનો સંયુક્ત રણમોરચો. ભારતવર્ષને તો મોટી મોટી આશાઓ હતી કે સત્યાગ્રહની લડતનું પરિણામ શાંત નિરાકરણમાં આવશે. હિંદુસ્તાનની ભીતરમાં, આ લડતને લીધે, દેશના નાગરિક રાજતંત્રના સાંધે સાંધા ઢીલા થઇ જશેઃ ને હિંદુસ્તાનની બહાર સત્યાગ્રહની ભવ્ય રીતિનીતિ બ્રિટિશ પ્રજાના સૂતેલા આત્માને ઢંઢોળી મૂકશે. સામે પ્રહાર કર્યા વિના, માનવરક્તનું એક બુંદ

સરખું યે પાડ્યા વિના આ લડત દ્વારા હિંદની આઝાદી હાંસલ થશે. પણ એ આશાની ઈમારતના ભૂક્કે ભૂક્કા ઊડી ગયા. હા. ભારતની ભીતરમાં, સત્યાગ્રહના સંગ્રામ દ્વારા, અહિંસક ક્રાંતિ સર્જાઇ ખરી પરંતુ નાગરિક તેમજ લશ્કરી ઉચ્ચ હોદ્દે બીરાજેલા રાજસેવકોનું તો પેટમાંનું પાણી યે ના હાલ્યું; બ્રિટિશ સરકારનું વહીવટી રાજ્યતંત્ર હતું તેમ જ ચાલ્યા કર્યું. હા. ભરતભૂમિની બહાર દૂર દૂર દરિયાપારના મુઠ્ઠીભર નીતિમાન બ્રિટિશરોને ગાંધીની નીતિથી પ્રેરણા મળી ખરી, પરંતુ સામાન્ય રીતે આખી પ્રજા તરીકે બ્રિટિશ લોકો તો હતા તેવા જ એકદર બેદરકાર રહ્યા: એમના સ્વાર્થમાં નીતિ ને રીતિ સર્વ કંઇ હોમાઇ ગયું.

સ્વતંત્રતા મેળવવાના આ પરાજયે મહાસભાના સૈનિકો, સેનાનીઓ, હોદ્દેદારો ને અનુયાયીઓને એકદમ પોતપોતાના હૈયામાં આત્મનિરીક્ષણાર્થે પરોવી દીધા. કોંગ્રેસના એક પક્ષે ધારાસભામાં રહી બંધારણીય લડતની જુગજૂની પદ્ધતિને વળગી રહેવાનો આગ્રહ સેવ્યો. સવિનય કાનૂનભંગ (કે સત્યાગ્રહ)ની લડત પાછી ખેંચી લેવામાં આવતાં જ મહાત્મા ગાંધી અને એમના પુરાણમતવાદી અનુયાયીઓએ સામાજિક અને આર્થિક પાયા પર ગ્રામોદ્ધારના પ્રશ્નો હાથ ધર્યા. પરંતુ કોઇ નવી આદર્શ-વિચારસરણીને નવી જ કાર્યપદ્ધતિ તરફ નિરાશ બનેલા ઉદ્દામવાદીઓ વળ્યા અને આ લોકોમાંના ઘણાઓની જહેમતથી એક નવા જ કોંગ્રેસ સમાજવાદી પક્ષની સ્થાપના થઈ હતી.

લાંબા લાંબા આ પ્રાસ્તાવિકને અંતે મેં પૂછ્યું :

"સંયુક્ત મોરચાની આ પદ્ધતિ છોડી દેવામાં આવે અને ગાંધીવાદી સત્યાગ્રહની કાર્યરીતિથી વિમુખ એવી એક નવી જ ચળવળ પ્રારંભાય તો મો. રોલાંની નીતિ કેવીક હશે ?".

એમણે કહ્યું :

"ગાંધીનો સત્યાગ્રહ ભારતને આઝાદી ન અપાવી શકે તો મને પાર વિનાનું દુઃખ થાય, હું ઘણો જ નાસીપાસ થાઉં. ગયા વિશ્વયુદ્ધને

અંતે આખું યે જગત જ્યારે મહાભીષણ રક્તસ્નાન અને અન્યોન્ય પ્રત્યેના અણગમાથી "ત્રાહિમાં, ત્રાહિમામ્" પોકારતું હતું, ત્યારે ક્ષિતિજ પર, રાજદ્વારી જંગના અભિનવ શસ્ત્ર સાથે ગાંધીએ દર્શન દીધાં ને જગતપર નવા પ્રકાશની કિરણાવલિ નાચી ઊઠી."

મેં કહ્યું:.

"પણ આપણો અનુભવ તો બોલે છે કે ગાંધીની અતિ ઉમદા આ નવપદ્ધતિનું જડવાદી જગતમાં સ્થાન નથી. રાજદ્વારી નેતા તરીકે પણ તેઓ પ્રતિસ્પર્ધા પ્રત્યે વધુ પડતા ખુલ્લાદિલનો વર્તાવ રાખે છે. આ ઉપરાંત, વળી આપણે જોયું છે કે સત્યાગ્રહની લડતને લીધે બ્રિટિશ લોકોને થોડી અગવડ પડી છે, તેઓ ધિક્કારને પાત્ર ઠર્યા છે ખરા તો પણ ભારતને બ્રિટિશરોનો ખપ નથી. છતાં પોતાની ચડિયાતી લશ્કરી તાકાતને લીધે, ગમે તેમ કરીને ય અત્યારસુધી, બ્રિટિશરો હિંદમાં પોતાનું અસ્તિત્વ ટકાવી શકયા છે. અંતે ધારો કે સત્યાગ્રહનો સંગ્રામ નિષ્ફળ જાય તો મો. રોલાં એમ ઇચ્છે છે ખરા કે બીજી કોઈ પદ્ધતિ અખત્યાર કરી રાષ્ટ્ર પોતાના પ્રયત્નો જારી રાખે કે પછી પોતે ભારતના આઝાદીજંગમાં રસ લેતા સદંતર બંધ થઇ જશે?"

"ગમે તેવા કપરા સંજોગોમાં પણ લડત તો ચાલુ જ રહેવી જોઇએ."

એમણે દૃઢ ઉત્તર વાળ્યો.

મેં કહ્યું:

"પરંતુ મારા ઓળખીતા, હિંદના ઘણાય યુરોપીય મિત્રોએ તો મને સાફ સાફ કહી દીધું છે કે નવા અહિંસક પ્રતિકારવાળી ગાંધીની આ પદ્ધતિને લીધે જ તેઓ હિંદના સ્વાતંત્ર્ય સંગ્રામની પ્રવૃત્તિઓમાં ખાસ રસ લઇ રહ્યા છે."

હિંદના આવા મિત્રો સાથે મોં. રોલાં લવલેશ પણ સંમત થયા નહિ. "સત્યાગ્રહ નિષ્ફળ જાય તો મને અતિ દુઃખ થાય.' એમણે કહ્યું. "અને સત્યાગ્રહ જો ખરેખર જ ફળદાયી ન નીવડે તો જીવનની નક્કર હકીકતોનો સામનો કરવો પડશે. બીજી નીતિ દ્વારા પણ આઝાદીનો જંગ ચાલુ રહેલો જોવાની મારી ઇચ્છા છે."

મારા હૈયાનો પડઘો પાડનારો આ પ્રત્યુત્તર હતો. મને પ્રતીતિ થઈ ચૂકી કે માત્ર હવાઈ કિલ્લા બાંધવામાં જ રાચનાર આદર્શવાદી નહિ પણ જગતના નક્કર સત્યો પર પાયમાંડી પ્રગતિ સાધનાર એ આદર્શવાદી હતા.

"બાકી યુરોપમાં તો લોકો કહે છે કે" વાતને મેં આગળ લંબાવી, "રશિયામાં પ્રથમ બુઝર્વા પ્રજામતવાદી ક્રાંતિ અને પછી સમાજવાદી ક્રાંતિ આવી તેમ હિંદમાં પણ ઉત્તરોત્તર બે ક્રાંતિ આવનાર છે, રાષ્ટ્રિય પ્રજામતવાદી ક્રાંતિ અને સામાજિક ક્રાંતિ. મારી તો દ્રઢ માન્યતા છે કે રાજદ્વારી મુક્તિના સંગ્રામને કદમે કદમે સામાજિક-આર્થિક સ્વાતંત્ર્ય જંગ પણ ખેલી જ લેવો પડશે. હિંદની રાજકારણી આઝાદી જે પક્ષ આણશે તે જ પક્ષ સામાજિક-આર્થિક પુનર્રચનાનો વિગતવાર કાર્યક્રમ અમલમાં મૂકી શકશે. આ વિશે મોં. રોલાંનો શો મત છે ?"

હિંદની પરિસ્થિતની સંપૂર્ણ વિગતોથી પૂરેપૂરા વાકેફ ન હોવાથી, પોતે કોઈ ચોક્કસ નિર્ણય નહિ આપી શકે એમ એમણે જણાવ્યું.

વળી મેં પૂછ્યું :

" હિંદી રાષ્ટ્રિય મહાસભાના સંયુક્ત મોરચાની પદ્ધતિથી ભારતને સ્વતંત્રતા ન મળે અને ખેડૂત કામદારોના હિત સંબંધ ધરાવતો એક નવો જ ઉદ્દામવાદી પક્ષ અસ્તિત્વમાં આવે તો મોં. રોલાંનું વલણ કેવા પ્રકારનું રહેશે ? "

મોં. રોલાંની ચોક્કસ માન્યતા હતી કે મહાસભાએ આર્થિક પ્રશ્નો પરત્વે નિર્ણયાત્મક ડગલું ભરવાનો સમય હવે પાકી ચૂક્યો છે.

"મેં તો ક્યારનું યે ગાંધીને લખી દીધું છે કે," મોં. રોલાંએ જવાબ વાળ્યો, "હવે આ પ્રશ્નો પરત્વે એમણે જરૂરી નિર્ણય કરી દેવો જોઇએ."

સંજોગોવશાત્ હિંદી રાષ્ટ્રિય મહાસભામાં ભાગલા પડવાનો સમય આવે તો પોતાનું વલણ કેવું હશે એની સમજણ પાડતાં એમણે ઉમેર્યું:

"બે પેઢી કે બે રાજદ્વારી પક્ષો વચ્ચે સારા નરસાની પસંદગી મારે મન મહત્ત્વની નથી. મારા રસનો વિષય, મારે મન વધારે કિંમતી તો ઉચ્ચતમ એવો બીજો પ્રશ્ન છે. રાજદ્વારી પક્ષોના મૂલ્ય મને ઝાઝાં નથી. મૂલ્યવત્તાનો મારો મહાન પ્રશ્ન તો એ સર્વ રાજકીય પક્ષો કરતાં પણ ટપી જાય એવો છે, અને એ છે જગતના કામદારોનો પ્રશ્ન. મારો મુદ્દો વધુ સ્પષ્ટ કરવા હું જણાવીશ કે કોઇ કમભાગી પળે ગાંધી (કે એને બદલે પછી ભલે ગમે તે પક્ષ હોય), કામદારોના પ્રશ્નો સાથે, કામદારોની સમાજવાદી સંસ્થા રચવા માટે જરૂરી એવા ઉત્ક્રાંતિના માર્ગ સાથે ગાંધી પણ જો સંઘર્ષમાં ઉતરે તો ય હું તો સદાય દલિતકામદારોને પડખે જ રહેવાનો. અગર ગાંધી (કે ગમે તે પક્ષ) કામદારોના સુખદુ:ખ પ્રત્યે બેદરકાર બને, વિમુખ રહે તો યે હું તો હમેશાં જગતના રૂંધાયલા કામદારોનો જ પક્ષ લેવાનો. હરહંમેશ એમના પ્રયત્નોનો જ ભાગીદાર બનવાનો એમના જ પક્ષમાં ન્યાય છે, માનવસમાજના સાચા ને જરૂરી વિકાસનો કાયદો એમની જ તરફેણમાં છે."

મારાં રોમેરોમ પુલકિત્ થઈ નાચી ઊઠયાં, સાથે જરા આશ્ચર્ય પણ થયું. અત્યંત આશાજનક પળોમાં પણ મેં નહિ માનેલું કે બેધડક ને સ્પષ્ટ રીતે આમ જગતના કામદારોના પક્ષને ટેકો આપવા આ મહાન વિચારક તૈયાર થશે.

તાઝગીભર્યા અમારા આ વાર્તાલાપનો શ્રમ પણ કંઈ ઓછો નહોતો. મારા યજમાનની નાજુક તબિયત માટે મને ચિંતા થવા લાગી. પણ

ત્યાં તો સદ્‌ભાગ્યે નાસ્તાપાણીને ન્યાય આપવાનું કહેણ આવ્યું અને મેં છૂટકારાનો દમ ખેંચ્યો. અમે સૌ બાજુના ખંડમાં ગયા.

ચા પીતાં પીતાં યે અમારો વાર્તાલાપ સતત ચાલુ જ રહ્યો. અઢી કલાકની અમારી ચર્ચામાં કેટકેટલા યે પ્રશ્નોને અમે છણ્યા. કોંગ્રેસ સમાજવાદીપક્ષ અને એના કાર્યક્ષેત્રમાં મો. રોલાંને અત્યંત રસ પડયો જણાયો. પંડિત જવાહરલાલ નહેરૂ અને બીજા રાજદ્વારી નેતાઓના સતત કારાવાસથી એમને ભારે દુઃખ થતું. મહાત્માના પ્રત્યેક કાર્યમાં, પ્રત્યેક ભાષણમાં, એકેક લખાણમાં એમને અદ્‌ભુત રસ હતો. એના પુરાવા રૂપે પોતાની જૂની ફાઇલમાંથી સમાજવાદ માટે ગાંધીએ સહાનુભૂતિપૂર્વક કરેલું એક નિવેદન કાઢી એમણે વાંચી બતાવ્યું.

મહાત્મા ગાંધી વિષે, એમની કાર્યપદ્ધતિ વિશે અમે ઘણી વિસ્તૃત વાતો કરી. આર્થિક પ્રશ્નો પરત્વે મહાત્મા કોઈપણ જાતનું નિર્ણાયક પગલું નહિ ભરે એવી પણ મેં ટીકા કરી અને ગાંધી પોતે તો રાજદ્વારી, સામાજિક કે આર્થિક પ્રશ્નો હોય છતાં સ્વભાવથી જ 'સુનેરી મધ્યમ માર્ગ'માં માનનારા છે એમ પણ મેં કહ્યું. એમના નેતૃત્વમાં, એમની કાર્ય પદ્ધતિમાં જુવાન પેઢીને ઘણી ક્ષતિઓ લાગતી હતી એનો પણ મેં ઇશારો કર્યો. દાખલા તરીકે પોતાની યોજના સાવ ખુલ્લી કરી દેવાની એમની દૃઢ આદત, રાજદ્વારી પ્રતિસ્પર્ધીઓનો સામાજિક બહિષ્કાર કરવાની પદ્ધતિ સામે એમનો સખત વિરોધ, બ્રિટિશ સરકારના હૃદય-પલટા" વિષે એમની દૃઢ માન્યતા ઇત્યાદિ ક્ષતિઓ જુવાન પેઢીને સતત સાલ્યા કરે છે. પછી સ્પષ્ટતા કરતાં મેં ઉમેર્યું કે એમનો વિરોધ કરવામાં અને એમની સામે ટીકા કરવાનું અમને પસંદ પડે છે કે એથી અમને સંતોષ થાય છે એમ નથી: કારણ ભારતના આધુનિક ઇતિહાસમાં બીજી કોઈ પણ વ્યક્તિ કરતાં દેશ માટે મહાત્મા ગાંધીએ વધુ કર્યું છે. સારા યે જગતની નજર સમક્ષ ભારતનાં મૂલ્ય અનેકગણાં વધાર્યાં તે એમણે જ. તેમ છતાં કોઈપણ એક મહાન વ્યક્તિ કરતાં માતૃભૂમિને અમે વધુ ચાહીએ છીએ.

રેસિની, પેરિસ ૬. યુદ્ધ, વિશ્વશાંતિ ને અહિંસા વિશે તેમજ પુરાણી સમાજ રચના સામે બંડ કરવા માટે આ ત્રણેના એકત્રિત પ્રયત્નો વિશે મેં એમાં જણાવ્યું છે," વળી આગળ ચાલતાં એમણે ઉમેર્યું : "એ પુસ્તકોમાં જે કંઇ મેં લખ્યું છે તે બધા સાથે સંમત થવાની થોડા મિત્રો ના પાડે છે. લખાણના જે મુદ્દાઓ સાથે તેઓ સંમત થાય છે એટલા જ એમણે અપનાવ્યા છે. ગમે તેમ તો પણ આ બે ગ્રંથોમાંના લેખો મારા વિચારની ઉત્ક્રાંતિના સાચા દસ્તાવેજો રૂપ છે."

અમારા વર્તાલાપની પૂર્ણાહુતિ પહેલાં, બહુ વિચારાયેલી અને ઘણી ચવાયલી, યુરોપની ધરતી પરની લડાઇ વિશે પણ અમે ચર્ચા કરી.

મેં કહ્યું : "દલિત પ્રજાઓ અને ગુલામ રાષ્ટ્રો માટે તો યુદ્ધ હોય અને ન હોય તો ય સરખું જ છે."

"પણ" એમણે કહ્યું. "યુરોપ માટે તો યુદ્ધ એટલે અતિભયંકર આપત્તિ. યુદ્ધ એટલે, કદાચ, સંસ્કૃતિનો સર્વનાશ. છતાં રશિયાએ સામાજિક પુનર્રચનાનો કાર્યક્રમ પાર ઉતારવો હોય તો એને શાંતિકાળની ઘણી જ જરૂર છે."

મારા યજમાનની આખરી વિદાય લેતાં પહેલાં એમણે દર્શાવેલી સહૃદયતા માટે મેં એમનો મેં હાર્દિક આભાર માન્યો, મને મળેલા પ્રેરક સંદેશ માટે ઊંડી કૃતજ્ઞતા વ્યક્ત કરી. ભારત અને એના અંતિમ ધ્યેય માટેની એમની સહાનુભૂતિનાં મૂલ્ય મારે મન એટલાં તો મોંઘાં છે કે, હિંદુસ્તાનની પરિસ્થિતિના આજના છેલ્લા પ્રવાહો વિશે એમના પ્રત્યાઘાતો કેવાક હશે એની કલ્પના આવતાં હું કંપી ઊઠું છું, ચિંતાગ્રસ્ત બની જાઉં છું.

વીલા ઓલ્ગાની બહાર પાય માંડયા ત્યારે જીનેવાના અનુપમ સરોવરના ભૂરાજળની લહેરો સાથે સૂરજદેવનો પ્રકાશ હજી પણ સાતતાળી ખેલતો હતો. ચારે દિશામાં હિમાચ્છાદિત ગિરિશૃંગો શોભી રહ્યા હતા. વાતાવરણમાં

આનંદની હેલી ચઢી હતી. એ મુક્તાનંદનો પોરસ મને પણ ચઢયો. મારા મન પરથી જબરદસ્ત બોજ ઊતરી ગયો હતો. મને પ્રતીતિ થઇ ચૂકી હતી કે હિંદનું તત્કાળ ભાવિ સારું હો યા નરસું, ભારતની ભવિષ્યની કાર્ય દિશા ગમે તેવી હોય પરંતુ આ મહાન વિચારક ને કળાકાર તો ભારત ને ભારતની આઝાદીની પડખે જ સદા યે ઊભશે. અને એવી પ્રતીતિને લીધે જીનેવા હું પાછો ફર્યો ત્યારે મારા અણુયે અણુમાંથી આનંદ છલકાતો હતો.

[૧૯૩૫ની ૩જી એપ્રિલે મહાન ફ્રેંચ ફિલસૂફ રોમાં રોલાંની બોઝબાબુએ મુલાકાત લીધી. એ મુલાકાતને લગતો ઉપરનો લેખ સુભાષચંદ્રે ૧૯૩૫ના સપ્ટેંબરના 'મોડર્નરીવ્યુ'માં છપાવ્યો હતો.]



[ ૩ ]

## દેશ અને દુનિયા

બીજા દેશોમાં ભારતની પ્રતિષ્ઠા વધારવાની જરૂરત માટે, હું માનું છું કે, સ્વ. દેશબંધુ સી. આર. દાસે જ મારી આંખ પ્રથમવાર ઊઘાડી. ૧૯૨૩ના ફેબ્રુઆરીમાં અલ્હાબાદ ખાતે સ્વ. દેશબંધુ અને સ્વ. પંડિત મોતીલાલ નહેરુએ સ્વરાજપક્ષ માટે નવા કાર્યક્રમનો ખરડો રજૂ કર્યો ત્યારે એ વાત બની. અમે બધા કારાગ્રહના સળિયા પાછળ હતા ત્યારે–ઠેઠ ૧૯૨૨ના એપ્રિલથી જ કાર્યક્રમની નવી યોજના વિશે વાટાઘાટો શરુ થઈ ગઈ હતી. દેશબંધુની યોજનામાં બે મુસદ્દા હતા. વ્યક્તિગત રીતે તો એને માટે તેઓ અતિ ઉત્સુક પણ હતા. છતાં તે સમયે આ મુદ્દાઓ લોકોમાં ઝાઝો રસ પેદા કરી શક્યા નહિ કારણ કે ધારાસભાઓ અને સ્થાનિક સંસ્થાઓ કબજે કરવા પાછળ જ જનતાનું ધ્યાન કેંદ્રિત થયું હતું. આ બે મુસદ્દા હતા—વિદેશમાં હિંદપ્રચાર અને સર્વ–એશિયાઇ સંઘની સ્થાપના.

એ વાતને થોડાં વર્ષો વહી ગયાં. વિદેશમાં હિંદપ્રચારના પ્રશ્ન પરત્વેનો રસ વળી પાછો જાગ્યો. ૧૯૨૮ની શરુઆતમાં હું કલકત્તા હતો ત્યારે એક અમેરિકન પત્રકારે મારી મુલાકાત લીધી (અત્યારે એનું નામ મને યાદ આવતું નથી.) ચીને સારાયે સંસ્કારી જગતનું ધ્યાન કેવી રીતે પોતા તરફ ખેંચ્યું તેને લગતી અનેકરંગી વાતો એણે અમારા વાર્તાલાપમાં કહી. એ પત્રકારના મત પ્રમાણે તો ભારતે પણ હવે દુનિયાની

નજર સમક્ષ દેખા દેવી જોઇએ. એ કેવી રીતે થઇ શકે એની પદ્ધતિ તો વિચારવાની હતી હિંદીઓને પરંતુ હિંદુસ્તાનના પોતાના લાભ માટે એની અત્યંત જરૂર હતી એ ચોક્કસ.

હિંદની પ્રગતિ માટે વિદેશમાં ભારતપ્રચારની અતિશય જરૂર છે એવી મારી માન્યતામાં બીજા બે મુદ્દાઓએ અગત્યનો વધારો કર્યો.

(૧) છેલ્લા બે વર્ષો દરમિયાન યુરોપનો મારો અનુભવ

(૨) ઇતિહાસનું મારું અધ્યયન. છેલ્લા બે વર્ષોમાં તો યુરોપના ઘણા દેશોનાં મેં દર્શન કર્યાં. દરેક સ્થળે મેં જોયું ભારતવિશે સંપૂર્ણ અજ્ઞાન-હા સાથે સાથે હિંદ માટે સહાનુભૂતિ અને રસની સર્વસામાન્ય લાગણીનો પણ મને અનુભવ થતો ગયો. આપણા તરફથી જો યોગ્ય પગલાં ભરવામાં આવે તો આ સહાનુભૂતીને સહેલાઇથી વધારી શકાય ને વિકસાવી શકાય. આ પ્રશ્ન પરત્વે આપણે બેદરકાર છીએ ત્યારે પણ "મિશનરીઓ અને બીજા સંસ્કારી બનાવનારા તત્વો" હાથ જોડીને બેસી તો નહીં જ રહેતા હોય. આજ કેટલાયે દાયકાઓથી એમણે હિંદને એવી રીતે ચીતર્યું છે કે હિંદ એટલે સતીઓને બાળી મૂકનારો પ્રદેશ, પાંચ કે છ વર્ષની કન્યાઓના લગ્ન કરાવનારો દેશ, પહેરવેશની કળાનું સમુળગું ભાન ન હોય એવી ભૂમિ. ૧૯૨૦માં ઇંગ્લેંડ હતો ત્યારનું દશ્ય નજર સમક્ષ ખડું થાય છે. એક સભાગૃહ પાસેથી હું પસાર થતો હતો. હિંદ વિશે કોઈ એક મિશનરી ભાષણ કરનાર હતો, એની સચિત્ર જાહેરખબર કરવામાં આવી હતી. એ જાહેરખબરમાં ચીતરવામાં આવ્યા હતા કદ્રુપામાં કદ્રુપા ને અતિશય કાળા અર્ધનગ્ન સ્ત્રી ને પુરુષો. હિંદને "સંસ્કારી" બનાવવા માટે આ ભાષણકર્તાને દંભી રીતે ઊભા કરવા હતા મોટા મોટા ફંડો, અને એટલે જ આત્માના લગીરે ડંખ વિના હિંદને એ આ રીતે ચીતર્યે જતો હતો. ૧૯૩૩ના અંતમાં, હિંદની તાજેતરમાં જ મુલાકાત લીધી હોવાનો દાવો કરનાર એક જર્મન પત્રકાર બાઇએ મ્યુનિચના એક પેપરમાં

લેખ લખ્યો હતો. તેમાં એણે જણાવ્યું હતું કે હિંદમાં સતીઓને બાળી મૂકવામાં આવતી એણે નજરોનજર જોઇ હતી. મુંબઇના મહોલ્લાઓમાં ત્યજાયલાં, કોઇની ભાળસંભાળ વિનાના મડદાંઓ રખડતાં પડયાં હતાં. હમણાં જ વિયેનાના એક સચિત્ર પત્રમાં (૩૦મી જૂનના Wieer Bilder)માં ચારે બાજુથી ભારોભાર જીવજંતુઓથી વીંટળાયેલા શબનું એક ચિત્ર આપવામાં આવ્યું હતું. ચિત્રની નીચે ટિપ્પણ હતું. એમાં લખ્યું હતું કે એ હતું સાધુનું શબ, ઘણા દિવસો સુધી ત્યાં પડી રહેલું કારણ કે 'સાધુના શબને સામાન્ય માણસો ન ખસેડી શકે એવી હિંદુ ધર્મમાં માન્યતા છે. હિંદને ભૂંડામાં ભૂંડી રીતે બતાવવા માટે યુરોપમાં પ્રચારકો હિંદ વિશેના ચિત્રોની બહુ જ સંભાળથી પસંદગી કરે છે તેનું મને આશ્ચર્ય છે. અને આ સચિત્ર માસિકો જેટલું જ સાચું છે ફિલ્મ વિશે "હિંદ બોલે છે" અને "બંગાળી" નામની ફિલ્મો દ્વારા થતા હિંદ વિરોધી ઝેરી પ્રચાર તો હિંદમાં થોડે ઘણો ખુલ્લા પડી ગયો છે એટલે એ વિશે કશું કહેતો નથી. પરંતુ "Every body Loves Music" જેવી ગલીચ પ્રચાર ફિલ્મમ મહાત્મા ગાંધી પોતાના જ પહેરવેશમાં યુરોપિય છોકરી સાથે નૃત્ય કરતા બતાવવામાં આવ્યા છે, મને ભય છે કે, એમાં રહેલા શયતાનને સંપૂર્ણ પણે હજી ખુલ્લો પાડવામાં આવ્યો નથી.

બીજા દેશોમાં હિંદ વિશે જો આવો પ્રચાર ચાલુ રહે તો કોક કોક વેળા હિંદીઓને ઇંગ્લાંડમાં કહેવાય છે તેમ "બ્લેકી" કે જર્મનીમાં કહેવાય છે તેમ નેગર–નીગ્રો કહેવામાં આવે એમાં શું આશ્ચર્ય છે? આવા સંજોગોમાં શા હોવા ઘટે આપણા પ્રત્યાઘાતો? સૌથી પહેલો ને સહેલો રસ્તો એ છે કે આંખો બંધ કરી દેવી, અપમાન ગળી જવું અને શાંતિથી બેસી રહેવું. બીજો અને વધુ મુશ્કેલીભર્યો માર્ગ એ છે કે આપણે આપણો પોતાનો પ્રચાર શરુ કરી દઇએ. ૧૯૩૩માં કોઇ એક તુર્કીમુત્સદ્દિ સાથે વિદેશમાં પ્રચારકાર્ય વિશેની વાત મને બરાબર યાદ આવે છે. મેં રાવ ખાધી કે વિદેશીઓ માટે આધુનિક તુર્ક

ભાષામાં, તુર્કીઓને હાથે જ લખાયલું કશું સાહિત્ય નથી. સ્વબચાવ અર્થે જ એણે કહ્યું કે પ્રચારકાર્યમાં તુર્કીઓ માનતા નથી. (આ વાત સંપૂર્ણતયા સાચી નથી કારણ તુર્કોએ પણ વિદેશપ્રચારકાર્ય શરુ કરી દીધું છે. પ્રચારકાર્યના આ યુગમાં બીજા કોઈપણ દેશ પ્રચારની ઉણપનો બચાવ કરી શકે એમ હું માનતો નથી. કોઇપણ સંજોગોમાં, યુરોપને લાગે વળગે છે ત્યાંસુધી તો, આજે પ્રચારકાર્યને સરકારની કાયદેસરની ને સામાન્ય પ્રવૃત્તિઓમાંની એક ગણવામાં આવે છે. યુરોપીય દેશમાં, ઈંગ્લંડ ને રશિયા તો છે પ્રચારકાર્યની કળાના ભૂતપૂર્વ નિષ્ણાતો. એ પછી આવે ઇટલી અને જર્મની. એશિયાઈ દેશોમાં અત્યારે તો વિદેશી પ્રચારકાર્યમાં ચીન ઘણું જ આગળ વધી ગયું છે. જૂની દુનિયામાં પ્રચારકાર્ય કરવા વિશે સાધારણ રીતે નવી દુનિયા બેદરકાર રહી છે—પરંતુ હું માનું છું કે બંને વચ્ચે આવેલા આટલાંટિક સમુદ્રનું અંતર ઓછું કરવા માટે વિશ્વશાંતિસંઘ આજ ઘણી મદદ કરી રહ્યો છે. ૧૯૩૪માં જ્યારે હું જીનેવામાં હતો ત્યારે કેટલાયે દક્ષિણ અમેરિકાવાસીઓના સંસર્ગમાં આવવાનો મને મોકો મળ્યો હતો. મેં જોયું કે દક્ષિણ અમેરિકન રાજ્યો પણ યુરોપમાં પ્રચારકાર્ય કરવા માટે અતિ ઉત્સુક હતા.

શરૂઆતમાં જ મેં કહ્યું કે વિદેશમાં હિંદના પ્રચારકાર્ય માટેની મારી માન્યતા વધુ દૃઢ કરનારા બે જરૂરી મુદ્દાઓનો ઉમેરો થયો હતો. (૧) યુરોપના મારા અનુભવો (૨) ઇતિહાસનો મારો અભ્યાસ. આ બીજા મુસદ્દા વિશે તો હું એમ કહીશ કે તાજેતરના વર્ષોમાં સ્વતંત્રતા પ્રાપ્ત કરનારા દેશોના ઇતિહાસનો અભ્યાસ બતાવી આપશે કે આ કાર્યની કેટલી બધી અગત્ય છે. ૧૯૨૦ અને ૧૯૨૧માં સીનફીન પક્ષોએ અમેરિકાના સંયુક્ત રાજ્યોમાં કરેલા વિસ્તૃત પ્રચારકાર્યની મારા વાચકોને પૂરી પિછાન હશે. આ પ્રચારકાર્યની સ્થાપના માટે ને દોરવણી માટે પક્ષ તરફથી ઉત્તમોત્તમ માનવીની વરણી કરવામાં આવી હતી—એ પક્ષના પ્રમુખ શ્રી. ડીવેલેરા કરતાં વધુ સારી વ્યક્તિ બીજી કઈ હોઈ શકે ? ઉપરાંત યુરોપખંડમાં ઠેર ઠેર પક્ષના પ્રચારકાર્યના કેંદ્રો રાખવામાં

આવ્યાં હતાં. વિદેશી પ્રચારકાર્યનો સૌથી અગત્યનો ને રસદાયક દાખલો તો છે ઝેકનેતાઓનો. વીશ વર્ષો સુધી ડૉ. મેસરીક, ડૉ. બેન્સ અને બીજાઓ સ્થાયી અને સતત પ્રચારકાર્ય જુદા જુદા દેશોમાં કરી રહ્યા હતા—ખાસ કરીને ઇંગ્લંડ, ફ્રાન્સ, અને યુનાઈટેડ સ્ટેટસમાં. પરંતુ આનું ફળ આવતાં આવતાં તો બે દાયકા વીતી ગયા. અને આજે તો દરેક વ્યક્તિ કબૂલ કરશે જ કે ઇંગ્લંડ, ફ્રાન્સ અને યુનાઇટેડ સ્ટેટસની સહાનુભૂતિ અને મદદ વિના ઝેકોસ્લોવેકિયાનો સ્વતંત્ર રાજ્ય તરીકે જન્મ થયો હોત નહિ.

માત્ર ગુલામ દેશો જ વ્યવસ્થિત પ્રચારકાર્ય કરી રહ્યા છે એમ નથી. હવે તો સ્વતંત્ર દેશોએ પણ એ કાર્ય હાથ ધર્યું છે. રાષ્ટ્રિય ફરિયાદો છે એવા, યુરોપમાંનું હંગેરી અને એશિયામાંનું ચીન પણ વિદેશીપ્રચારકાર્ય કરતું જ રહે છે. ટ્રિયાનન કરારો પ્રમાણે નક્કી થયેલી આજના પ્રાદેશિક સીમાબંધનો હંગેરીને અન્યાયભર્યાં અને અજુગતા લાગે છે. હંગેરી પોતાની એ સીમાઓની શાંત પુનર્વિચારણા વાંછી રહ્યું છે. એટલે જ પોતાના ધ્યેય માટે આંતરરાષ્ટ્રિય હમદર્દી અને ટેકો મેળવવા આજે તો એ અઢળક દ્રવ્ય ખર્ચી રહ્યું છે. વડું મથક જીનેવા રાખીને ચીને પણ હમણાં હમણાં યુરોપમાં પ્રચાર કરવાની એક વિશાળ યોજના અમલમાં મૂકી છે; ત્યાં એક મકાન લેવામાં આવ્યું છે. એમાં ચીન વિશે કંઇ પણ જાણવા ઇચ્છનાર માટે એક ચીની પુસ્તકાલય ઊભું કરવામાં આવ્યું છે. યુરોપમાં ચીની સંસ્કૃતિનો વિકાસ કરવા માટે આ સંસ્થા ફ્રેંચ અને અંગ્રેજીમાં સાહિત્ય બહાર પાડે છે. જીનેવામાં એક બીજું પણ મકાન લેવામાં આવ્યું છે. અહીંયા વખતોવખત પ્રદર્શનો ભરાય છે. ૧૯૩૪માં પુખ્ત વયના ચીનાઓએ દોરેલું એક ચિત્રકળા પ્રદર્શન ભરવામાં આવ્યું હતું. એને અપૂર્વ સફળતા મળી હતી. જીનેવા પ્રદર્શન પછી આ ચિત્રોને યુરોપના બીજા મુખ્ય શહેરોમાં મોકલવામાં આવ્યાં અને ત્યાં પણ આવા જ પ્રદર્શનો ભરવામાં આવ્યાં હતાં. ૧૯૩૫ના એપ્રિલમાં જ્યારે ફરી વાર મેં

જીનેવાની મુલાકાત લીધી ત્યારે તેઓ એક શિશુ ચિત્રકળા પ્રદર્શન ભરતા હતા અને મને કહેવામાં આવ્યું હતું કે એ પ્રદર્શન યુરોપના એક પછી એક બીજા બધા જ મુખ્ય શહેરોમાં મોકલાવવામાં આવનારું હતું. એકાદ આવા પ્રદર્શનની મુલાકાત પછી મનમાં એ જ છાપ સાથે બહાર પગ મૂકીએ કે ચીનીપ્રજા ઉત્તમ પ્રતિભાશાળી અને સંસ્કારી પ્રજા છે. ૧૯૩૫ના નવેંબરમાં લંડનના બર્લિંગ્ટન હાઉસ ખાતે એક કળાપ્રદર્શન ભરાનારું છે અને એટલા માટે જ ચીનીકળા-સંગ્રહ ભરેલું એક વહાણ પણ લંડન ખાતે લાવવામાં આવનારું છે. આ પ્રસંગે મારે કહેવું જ જોઇએ કે સતત અને સ્થાયી પ્રચારકાર્ય દ્વારા સારા યે સંસ્કારી જગતની સહાનુભૂતિ ચીને મેળવી લીધી છે. જપાનના ઘણા જ પ્રયત્નો છતાં, મંચુકુઆ પરત્વેના ચીનો–જાપાની ઝગડા વખતે ચીનને વિશ્વશાંતિ સંઘનો ટેકો મળ્યો એ જ આ વાતનો સબળ પુરાવો છે. મહામહેનતે મેળવેલા આ ટેકાનો ચીન સંપૂર્ણ ઉપયોગ ન કરી શક્યું તેના કારણભૂત હતી એની લશ્કરી નબળાઇ. તેમ છતાં ચીની પ્રજાને પ્રચારકાર્યની એટલી તો કિંમત વર્તાઇ જ છે કે એમણે હવે એ કાર્યની યોજનાને વિશાળ પાયા પર વહેતી મૂકી દીધી છે. જો કે આ યોજનાને નેન્કીંગ સરકારનું સબળ પીઠબળ છે છતાં એ કાર્ય માટેના ફંડફાળાનું ઉઘરાણું તો આવે છે ખાનગી વ્યક્તિઓ તરફથી.

જે સ્વતંત્ર દેશોને કોઇ રાષ્ટ્રિય ફરિયાદ ન હોય તે સર્વ પણ વિદેશી પ્રચારકાર્ય પાછળ ઘણું ધ્યાન આપે છે અને પૈસા ખર્ચે છે. સાધારણ રીતે એ પાછળ એમનાં હોય છે બે ધ્યેય–સાંસ્કારિક અને વેપાર વિષયક. એક પક્ષે એઓ ઇચ્છે છે કે બીજા દેશો એમની સંસ્કૃતિને પિછાને તો બીજે પક્ષે એમનું ધ્યેય હોય છે એ દેશો સાથે પોતાનો વ્યાપારિક વિકાસ સાધવાનું. મારા મત પ્રમાણે તો બ્રિટિશરોનું પ્રચારકાર્ય વધુ અસરકારક હોય છે કારણ એ છે વધુ કુદરતી અને વ્યવસ્થિત. પ્રચારકાર્યની બ્રિટિશ નીતિ કંઇક આવી છે:

(૧) રોજિંદા બનાવો દ્વારા રોઇટર જેવી વૃત્તાંત નિવેદક સંસ્થાઓ ગ્રેટબ્રિટનની તરફેણમાં જ સૂક્ષ્મ રીતે પ્રચારકાર્ય કરતી હોય છે.

(૨) જગતના કોઇપણ વિભાગમાં ભરાતી આંતરરાષ્ટ્રીય પરિષદમાં બ્રિટન હાજરી અવશ્ય આપતું રહે છે.

(૩) પ્રત્યેક દેશમાં, તે તે દેશ સાથે મૈત્રીભર્યા સંબંધો કેળવવાને આતુર એવી વિશિષ્ટ સંસ્થાઓ અસ્તિત્વ ધરાવે છે. દાખલા તરીકે વિયેનામાં એંગ્લો–ઓસ્ટ્રિયન સુહૃદ મંડળ નામની એક સંસ્થા છે. આવા જ સંઘો યુરોપના પ્રત્યેક દેશમાં છે અને આ બધી સંસ્થાઓ સાથે સંબંધ ધરાવતી સંસ્થાઓ ગ્રેટબ્રિટનમાં છે.

(૪) જીવનના ભિન્ન ભિન્ન ક્ષેત્રોનું પ્રતિનિધિત્વ ધરાવતા અનેક બ્રિટિશરો બ્રિટિશ સંસ્કૃતિના જુદા જુદા અંગો પર વ્યાખ્યાનો આપવા માટે, પ્રતિવર્ષ દરિયાપારની મુસાફરી ખેડે છે. અને આ કાર્યમાં બ્રિટિશ કળાકારો અતિમહત્વનો ભાગ ભજવતા હોય છે.

(૫) વિદેશીઓ તેમજ પરદેશી વિદ્યાર્થીઓને ગ્રેટબ્રિટન આવવા માટે આમંત્રણો અપાય છે. કેટલાક દાખલામાં તો પરદેશી વિદ્યાર્થીઓને શિષ્યવૃત્તિ પણ આપવામાં આવે છે.

(૬) ક્વેકર્સ, સર્વપ્રજાસંઘ વગેરે અસંખ્ય આંતરરાષ્ટ્રીય સંસ્થાઓનાં મુખ્ય મથકો હોય છે લંડનમાં ને શાખાઓ આખા યુરોપમાં. આ દ્વારા પણ ગ્રેટ બ્રિટનની તરફેણમાં અત્યંત સૂક્ષ્મ પ્રચારકાર્ય ચાલુ રહે છે. સાધારણ રીતે આ સંસ્થાઓના પુસ્તકાલયોમાં અંગ્રેજી પુસ્તકોનો ઠીક ઠીક એવો જથ્થો હોય છે.

(૭) યુરોપના લગભગ દરેક અગત્યના શહેરમાં એક અંગ્રેજીભાષી કલબ હોય છે. અને આવી કલબો જ હોય છે પ્રચારકાર્યકેંદ્રો.

(૮) ગ્રેટ બ્રિટન વિશે પુસ્તકો વગેરે પ્રત્યેક ભાષામાં પ્રસિદ્ધ થાય છે.

એલચી અને સલાહમંડળો દ્વારા સત્તાવાર પ્રચારકાર્ય ઉપરથી ખાસ કરીને બીનસત્તાવાર સંસ્થાઓ મારફતે પણ ઉપરતું પ્રચારકાર્ય થતું રહે છે, બ્રિટિશ પ્રચારકાર્ય વિઘ્નકારી નથી અને જેમને માટે એ કરવામાં આવે છે તેમને ભાગ્યે જ ખબર પડી શકે કે આવી જાતનું સભાન પ્રચારકાર્ય થયા કરે છે. મીસ મેયોના "મધર ઇંડિયા" કે "બંગાળી" ફિલ્મની માફક એ અતિશય બહાર પડતું હોય તો એ ચલાવવામાં આવે છે ત્રીજા પક્ષ દ્વારા, જેથી કોઇ એમ કહી ન શકે કે એની પાછળ બ્રિટિશરોનો હાથ છે. આની સાથે સરખામણી કરતાં જર્મનપ્રચારકાર્ય આપણને વિઘ્નકારી અને ઢંગધડા વિનાનું લાગે, પરિણામે કોઈ કોઇ વખત એ સફળ પણ થતું નથી.

જે પ્રચારકાર્ય પોતાની જરૂરતને પોષતું ન હોય તેને વિશે બ્રિટિશ-પ્રજા કેટલી બધી ઊર્મિલ હોય છે તેની છેલ્લા બે વર્ષમાં વખતોવખત મને પ્રતીતિ થઇ છે. સાધારણ રીતે તો કોઈ એમ માને કે બ્રિટિશ જેવા ભારે શક્તિશાળી રાષ્ટ્ર બીજા લોકો એમને વિશે શું ધારે છે કે શું કહે છે તેને વિશે તે તદ્દન બેદરકાર બને. જ્યારે પરિસ્થિતિ સાવ ઊલટી છે. અહીં ૧૯૩૪ના જૂનમાં બેલ્ગ્રેડમાં બ્રિટિશ એલચીએ ભરેલું અસાધારણ પગલું મને યાદ આવે છે. વિદેશ કચેરીને એણે વિનતી કરી કે યુગોસ્લેવીઅન પેપરો મારી સાથેની મુલાકાતો પ્રસિદ્ધ કરવાની બંધ કરે. બીજો પણ એક દાખલો મને યાદ આવે છે. ૧૯૩૩ના સપ્ટેંબરમાં જીનેવા ખાતે કરેલા મારા ભાષણથી સર વોલ્ટર સ્માઇલ્સ, એમ. પી. ખરેખરા છંછેડાઇ પડયા હતા. (હું હિંદ પાછો ફરૂં ત્યાં જ મારા આ ભાષણને લીધે મને સળિયા પાછળ ધકેલી દેવામાં આવવો જોઇએ એમ સર વોલ્ટ સ્માઇલિની ઇચ્છા હતી!)

એ વકતવ્યમાં રહેલા ખોટા મુદ્દાઓ કાઢી આપવાનું મેં એમને આહ્‌વાહન આપ્યું ત્યારે પ્રત્યુત્તર વાળવાનું પણ એમણે મુનાસીબ ધાર્યું નહિ. વિદેશી અભિપ્રાયો પરત્વે અતિશય લાગણીવશ હોવાને કારણે બ્રિટને

વિદેશમાંના પ્રચારકાર્યને મજબૂત બનાવવાના હવે પગલાં ભરવાં માંડયાં છે. બીજા દેશોમાં ચુસ્ત બ્રિટિશ પ્રચારકાર્ય ધપાવવા માટે તાજેતરમાં જ "પરદેશો સાથે સંબંધ રાખનારું બ્રિટિશ મંડળ" સ્થાપવામાં આવ્યું છે. અને નેક નામદાર પ્રિન્સ ઑફ વેલ્સ છે એના પેટ્રન. ૧૯૩૫ના જુલાઈની બીજી તારીખે આ મંડળના ચેરમેન લોર્ડ ટીરેલે નેકનામદાર પ્રિન્સ ઑફ વેલ્સને સંબોધી જણાવ્યું હતું કે વિદેશકચેરીની પ્રેરણાથી અને પાંચ સરકારી ખાતાંઓના સક્રિય ટેકાથી આ મંડળની સ્થાપના થયેલી છે. અને સરકારી તિજોરીમાંથી એને ૬,૦૦૦ પાઉન્ડની ગ્રાંટ આપવામાં આવી હતી. આ પ્રયત્નને પોતાનો સંપૂર્ણ હાર્દિક ટેકો આપતાં લંડનના "ડેલી ટેલીગ્રાફ' પત્રે ૩જી જુલાઈના અંકમાં નીચે પ્રમાણે લખ્યું :

"રાષ્ટ્રિય પ્રચારકાર્યની પ્રતિષ્ઠા માટે વાર્ષિક દશ લાખ પાઉન્ડ ખર્ચવાના મંજૂર કરે છે. આવા જ કાર્ય કાજે, આવતા વર્ષ માટે, તાજેતરમાં જ જાપાને એક લાખ પાઉન્ડના ખર્ચની મંજૂરી આપી છે. અને પ્રચારકાર્યના જર્મન પ્રધાન મંડળની બહોળી સાધન સામગ્રીનો ઉપયોગ જર્મન દેશની અંદર કરવામાં આવે છે તેટલો જ જર્મનીની બહાર થાય છે. સર્વને આપણી જાણ થાય એમાં જો આપણે રસ ધરાવતા હોઈએ તો, માત્ર સરકારી જ ફાળાના હોય એવા નાણાં નહિ પરંતુ એ ફાળામાં લોકોની પણ રકમ હોય એવી ૬૦૦૦ પાઉન્ડ કરતાં યે વધારે નાણાંની જરૂરત છે."

ત્યારે હિંદને લગતો પ્રશ્ન છે—આપણે કરવું શું? આ વિશે કહેતાં મને ખેદ થાય છે કે જૂની પેઢીમાં તો વિદેશમાં હિંદી પ્રચારકાર્યની ઉપયોગીતાની સમૂળગી કદર થતી નથી. શ્રી. ભુલાભાઈ દેસાઈ અને "ઇંડિયન સોશિયલ રીફોર્મર"ના તંત્રીએ આપેલા અભિપ્રાયોમાં જૂની પેઢીના વિચારનો આબેહૂબ રણકો છે. કોંગ્રેસ પ્રમુખ શ્રી. રાજેંદ્રપ્રસાદના મંતવ્યો ઠીક ઠીક પ્રગતિકારક ગણાય. આવા પ્રચારકાર્યને પોતે વધાવી

લે છે પરંતુ આવું કામ હાથ ધરવા કોંગ્રેસ પાસે પૂરતી મૂડી નથી એનો એમને ભારે શોક છે. આથી, પરિણામે કોઈને પણ લાગે કે આ કાર્યને જૂની પેઢી તો અનિવાર્ય જરૂરિયાત તરીકે નહિ પરંતુ વધારે પડતા વૈભવ તરીકે લેખે છે. આ કાર્યની એમને જો જરૂરત લાગી હોત તો એને માટે નાણાંની જોગવાઇ ક્યારનીયે કરી દીધી હોત.

હિંદી નેતાઓમાં એક માત્ર સ્વ. વિઠ્ઠલભાઇ પટેલ જ વિદેશ-પ્રચારકાર્યની ઉપયોગીતાને સર્વાંગ સંપૂર્ણ રીતે પિછાની શક્યા હતા અને એને કેવી રીતે આગળ ધપાવવું એને માટે એમને પૂરેપૂરી દૃષ્ટિ હતી. આ પ્રચારકાર્યના ધ્યેય માટે જ એમણે પોતાની જિંદગીનું કીમતી બલિદાન દીધું એમ કહેવામાં લગીરે અતિશયોક્તિ નથી. અમેરિકાની એમની મુસાફરીના ત્રણ મહિનાને પંચાશી જેટલાં ભાષણો—ખખડી ગયેલી એમની તબિયત પર છેવટનો ફટકો લગાવવા માટે એ બસ હતાં. આ પ્રચાર ઝૂંબેશ પછી, તેમજ ભારતના અમરિકી મિત્રો સાથેની સંપૂર્ણ વાટાઘાટ પછી યુનાઇટેડ સ્ટેટસમાં પણ હિંદી રાષ્ટ્રિય મહાસભાનો એક સ્થાયી પ્રતિનિધિ હોવો જોઈએ એ માન્યતા સાથે એ પાછા ફર્યા. પોતાનું આ મંતવ્ય એમણે યોગ્ય સમયે મહાત્મા ગાંધીને પણ જણાવ્યું. સ્વ. વિઠ્ઠલભાઇ પટેલનો મત એવો હતો કે આપણા પ્રચારકાર્ય માટે આપણું વડું મથક હોવું જોઇએ જીનેવા ને એની શાખા પ્રશાખાઓ આખા યે યુરોપ ને અમેરિકામાં ફેલાયલી હોવી જોઇએ. પોતાના જીવનકાળ દરમિયાન ડબ્લીનમાં "ઈંડો આઇરીશ લીગ" નામે આવી એક શાળા એમણે ઊભી કરેલી એમના અકાળ મૃત્યુ પહેલાં એક માસ આગળ જ કેંદ્ર સ્થાપવાની પશ્ચાદ્ભૂ તૈયાર કરવા માટે એમણે જીનેવાની મુસાફરી કરી—પણ વિધિએ એ કાર્ય અપૂર્ણ જ રાખ્યુઃ

સ્વતંત્ર દેશો ઉપરાંત, પોતાની સ્વતંત્રતા મેળવવા માટે શસ્ત્રબળથી લડનારી પ્રજા માટે જો વિદેશપ્રચારકાર્ય એક મહત્વનું અંગ બની જાય તો શારીરિક તાકાત તેમ જ સશસ્ત્ર ક્રાંતિનો ત્યાગ કરનાર હિન્દ

જેવા દેશ માટે તો એ પ્રચારકાર્ય એક અતિ મહત્વની અનિવાર્ય જરૂરત બની જાય છે. આવી શાંત અને બંધારણીય પ્રવૃત્તિ માટે બ્રિટિશ સરકાર પણ કંઈ જ વાંધો ઉઠાવી શકે નહિ. ખુલ્લી રીતે અને શાંતિમય પદ્ધતિથી જગતની હમદર્દીને આપણા તરફ વાળવાનો આપણે સંપૂર્ણ અધિકાર છે. અને વિશ્વશાંતિસંઘમાં હિંદને સભ્ય તરીકે સ્થાપી ને–એટલે કે સંપૂર્ણ વિકસિત રાષ્ટ્ર તરીકે હિંદને બધા જ હક્ક છે એમ ગણાવીને બ્રિટિશ સરકારે, આડકતરી રીતે, આપણો આ હક્ક સાબિત કરી આપ્યો છે.

થોડાઘણાને એમ પણ લાગતું હશે કે શક્ય ત્યાં સુધી વિદેશપ્રચાર એટલે છૂપી, ક્રાંતિકારક કે બ્રિટિશ વિરોધી પ્રવૃત્તિ જ બનવી જોઇએ. પણ કોઇના મન ઉપર આવી જો લગીરે છાપ હોય તો એ નાપાયાદાર છે. સ્વભાવથી જ પ્રચારકાર્ય એટલે ચાણક્યનીતિ વિનાનો ખુલ્લે ખુલ્લો પ્રચાર. અને મૂળબીજથી જ પ્રચારકાર્યની નીતિ છૂપી કે ક્રાંતિકારક નીતિની વિરોધી છે ઉપરાંત આ પ્રચારકાર્ય બ્રિટિશ વિરોધી નહિ પણ માત્ર ભારતની તરફેણનું જ હોવું જોઇએ. યુરોપમાં પ્રચારકાર્યનો મને સારો એવો અનુભવ છે અને હું ચોક્કસ માનું છું કે જે ક્ષણથી બ્રિટિશ વિરોધી પ્રચારકાર્યનો પ્રારંભ કર્યો કે આપણું ધ્યેય કચડાઈ મૂવું જ સમજવું. પોતાના પ્રચાર માટે તો બ્રિટિશો પાસે વિપુલ સાધન છે—એલચીખાતું, વડાન્યાયાધિશની કચેરીઓ ને અસંખ્ય ખાનગી સંસ્થાઓ. આ સર્વે દ્વારા આપણી પ્રવૃત્તિને તેઓ બરાબર કાબૂમાં રાખી શકે. ને વળી બ્રિટિશોને આપણે વખોડવા માંડ્યા કે સહાનુભૂતિ મેળવવાને બદલે આપણે ગુમાવી બેસવાના; જ્યારે બીજે પક્ષે, જ્યાંસુધી આપણે હિંદતરફેણમાં પ્રચાર કાર્ય ચાલુ રાખીશું ત્યાં લગી આપણા પ્રચારની સાંગોપાંગ અસર પહોંચવાની. અને સમજો કે પ્રચારના આપણા કાયદેસરના કાર્યમાં જો બ્રિટિશરો અંતરાયો ઊભા કરે તો એમની પરિસ્થિતિ આપોઆપ બગડી જશે અને તેઓ દરેકની હમદર્દી ગુમાવી દેશે.

મારા મત પ્રમાણે હિંદના વિદેશપ્રચારકાર્યનું ધ્યેય નીચે પ્રમાણે હોવું જોઈએ :

(૧) ભારત વિષે થતા હડહડતા જુઠ્ઠા પ્રચાર સામે જેહાદ જગાવનારૂં પ્રતિકાર્ય શરુ કરવું.

(૨) હિંદની આજની સાચી પરિસ્થિતિથી જગતને વાકેફ કરવું.

(૩) માનવપ્રવૃત્તિની પ્રત્યેક દિશામાં હિંદી પ્રજાએ મેળવેલી રિદ્ધિસિદ્ધિની દુનિયાને જાણ કરવી.

છેલ્લો મુદ્દો અતિ અગત્યનો છે કારણ કે આપણાં સુધારા અને સંસ્કૃતિનો જગતને સારો ખ્યાલ આપીએ તો હિંદી પ્રજા વિશેની ખોટી ભ્રમણાઓ આપોઆપ દૂર કરી શકીશું, સંસ્કારી જગતની નજરમાં ભારતનું સ્થાન અનેકઘણું ઊંચું વધી જશે અને સ્થળે સ્થળે સહાનુભૂતિ મેળવી શકીશું.

આ ત્રણ બાજુનું ધ્યેય સાધવા માટે, બીજા બધા ઉપરાંત નીચેના પગલાંઓ ભરી શકાય :—

(૧) પ્રત્યેક આંતરરાષ્ટ્રિય પરિષદમાં ભાગ લેવા હિંદીઓને મોકલવા જોઇએ.

(૨) વિદેશી સામાયિકો ને પત્રોમાં હિંદ વિશે લેખો લખાવા જોઈએ.

(૩) યુરોપ અને અમેરિકાની જુદી જુદી ભાષાઓમાં હિંદ વિશે પુસ્તકો પ્રસિદ્ધ કરવાં જોઇએ.

(૪) યુરોપના કોઈ એકાદ મધ્યકેંદ્રમાં, વધુ નહિ તો એકાદ સ્વયંસંપૂર્ણ પુસ્તકાલય હોવું જોઈએ જેથી કરીને હિંદમાં રસ ધરાવનારાઓ એનો ઉપયોગ કરી શકે.

(૫) હિંદી સંસ્કૃતિના જુદા જુદા સ્વરૂપોનું પ્રતિનિધિત્વ ધરાવતા પ્રસિદ્ધ હિંદીઓએ વખતોવખત વિદેશની મુસાફરી ખેડવી જોઇએ.

(૬) ભારત વિશેના ચલચિત્રો પરદેશમાં બતાવવાં જોઇએ.

(૭) વિદેશોમાં મેજીકલેન્ટર્ન સ્લાઇડોની મદદ વડે, હિંદ વિશે ભાષણો ગોઠવાવા જોઈએ.

(૮) વિદેશી નિષ્ણાતોને હિંદમાં નિમંત્રવા જોઇએ અને શ્રેષ્ટ હિંદીઓ સાથે એમને મેળવી દેવા જોઇએ.

(૯) હિંદ સાથેના સાંસ્કારિક સંબંધો વધુ ગાઢ કરવા માટે, દરેક દેશમાં હિંદીઓ અને તે તે દેશના નાગરિકોના સંયુક્ત સંઘો સ્થપાવા જોઇએ. આવા દરેક સંઘનો સંબંધ ધરાવતું મંડળ હિંદમાં પણ હોવું જોઇએ. પ્રથમ મુદ્દા વિશે ઇંડો–ઝેકોસ્લોવેકિયન સોસાયટીનો દાખલો જાણીતો છે.

(૧૦) હિંદ અને બીજા દેશો વચ્ચે વ્યાપારિક સંબંધ ગાઢ બનાવવા માટે, દરેક સ્થળે આવા મિશ્ર સંઘોની સ્થાપના થવી જોઈએ. (આનો એક દાખલો છે વિયેનાની "ઇંડિયન સેંટ્રલ યુરોપિયન સોસાયટી"નો.) એને લગતા મંડળો હિંદમાં સ્થપાવા જોઇએ.

(૧૧) મિશ્ર વેપારીમંડળો (દા. ત. ઇંડો–ઝેકોસ્લોવેક વેપારી મંડળ ઇંડો–ઓસ્ટ્રિયન વેપારીમંડળ વગેરે) પ્રત્યેક મુખ્ય શહેરમાં સ્થપાવા જોઇએ. અને એની સાથે સંબંધ ધરાવતા વેપારી મંડળો સ્થપાવા જોઇએ હિંદમાં. યુરોપના પ્રત્યેક દેશમાં આવા મિશ્ર વેપારીમંડળો છે. એક માત્ર હિંદે જ હજી સુધી આની અગત્ય પિછાની નથી.

(૧૨) જીનેવામાં અત્યાર સુધી સ્વતંત્ર રીતે કાર્ય કરતી હિંદ વિષેની આંતરરાષ્ટ્રિય સમિતિ જેવી સંસ્થાઓને નિયમિત સહકાર આપવો જોઇએ. યુરોપ અને અમેરિકામાં આ જાતની ઘણી યે સંસ્થાઓ છે. આવી સમિતિઓ વચ્ચે એક જાતની અન્યોન્ય સહકારી વૃત્તિ પેદા થવી જોઇએ.

અત્યાર સુધીના ઝેરી પ્રચારકાર્યને પરિણામે દુનિયાભરમાં ઘણે ઠેકાણે એવી જ છાપ પડી ગઈ છે કે આપણે તો છીએ અસંસ્કારી પ્રજા—આપણી સ્ત્રીઓ ગુલામ છે, ને આપણને નથી કોઇ રાષ્ટ્ર, કારણ આપણો સમાજ પરસ્પર વિરોધી તત્ત્વોથી ભરપુર છે. તો શું આપણે એક ઓરડામાં ભરાઇ બેસીને જગત આપણે માટે ગમે તે વિચારે તે પ્રત્યે બેદરકાર રહી શકીશું કે? હરગીઝ નહિ. ભલા માટે કે બુરા માટે પણ અત્યારના સંજોગો માનવ જાતના સર્વ સામાન્ય જીવનમાં ભાગ લેવા આપણને પ્રવૃત્ત કરી રહ્યા છે. અને એટલે જ બહારનું જગત આપણે વિષે શું ધારે છે તે પ્રત્યે લગીર પણ બેદરકાર રહેવું આપણને પાલવે એમ નથી. ઉપરાંત, આ વ્યવસ્થિત પ્રચારકાર્ય દ્વારા બીજા રાષ્ટ્રો શું મેળવી રહ્યા છે તે આપણે નરી આંખે જોઇ શકીએ છીએ. ઇતિહાસનું અધ્યયન આપણને બોધપાઠ આપે છે કે ગુલામ અને જકડાયલા રાષ્ટ્રો માટે—અને ખાસ કરીને તો હિંસાનો માર્ગ જેમણે ત્યાગી દીધો છે એવી પ્રજા માટે—સંસ્કારી જગતની હમદર્દીની અત્યંત આવશ્યકતા છે. અને એ સહાનુભૂતિ માટે પ્રચારકાર્યનો આશરો લેવો જ રહ્યો. ભૂતકાળમાં સ્વામી વિવેકાનંદ, ડો. રવીન્દ્રનાથ ટાગોર અને મહાત્મા ગાંધી જેવા લબ્ધપ્રતિષ્ઠ હિંદીઓએ, વિદેશમાં થોડો ઘણો પ્રચાર કર્યો છે અને એમના કાર્યની પૂરવણી કરી છે હિંદના વિદેશી મિત્રોએ. એને પરિણામે પુરાણી સંસ્કૃતિ ને અભિવૃદ્ધિ માટે આજે પણ હિંદની પ્રતિષ્ઠાનો ધ્વજ ફરફરતો રહી શક્યો છે. આમાં જો પ્રગતિ કરવી હોય તો હિંદીઓના પીઠબળવાળું વ્યવસ્થિત પ્રચારકાર્ય ખૂબ ખૂબ જરૂરી છે. પરદેશમાં વસતા હિંદીઓનો મક્કમ નિર્ધાર છે કે હાથ પર રહેલા થોડા ઘણાને પરિચિત સાધનો વડે આ કાર્ય જારી રાખવું. અતિ અગત્યનું આ કામ હાથમાં લઇ, એને વધુ સંગીન ને વધુ સચોટ પદ્ધતિ દ્વારા સફળ બનાવવા હિંદી રાષ્ટ્રીય મહાસભા તૈયાર થશે કે કેમ એ જ માત્ર હવે જોવાનું રહે છે.

ડીસેમ્બર ૧૯૩૫

[ ૪ ]

## હરિપુરાના પ્રમુખપદેથી

[ હિંદી મહાસભાના હરિપુરા ખાતે ભરાયલા ૫૧મા અધિવેશન વખતે શ્રી. સુભાષબાબુએ પ્રમુખસ્થાનેથી આપેલું વ્યાખ્યાન ]

**પ્રમુખ મહાશય અને મિત્રો,**

સારીયે માનવજાતના ઇતિહાસનું વિહંગાવલોકન કરતાં, સૌપ્રથમ, આંખને ઊડીને વળગનારું સત્ય એક જ છે—સામ્રાજ્યોનો ઉદય ને અસ્ત. શું પૂર્વમાં કે શું પશ્ચિમમાં સામ્રાજ્યોનો અચૂક વિસ્તાર થતો ગયો છે અને વૈભવને ઉન્નત શિખરે પહોંચ્યા પછી તેઓ ધીમે ધીમે ખરતા ગયા છે, મામુલી પ્રજામાં ફેરવાતા ગયા છે ને ક્વચિત્ તો તેમના નામનિશાન પણ રહ્યાં નથી. અને આ નિયમના જ્વલંત ઉદાહરણો તરીકે છે જૂના સમયનું રોમન સામ્રાજ્ય અને આધુનિક કાળનાં તર્કી અને ઓસ્ટ્રો-હંગેરિના સામ્રાજ્યો. અને હિંદના મહારાજ્યો—મૌર્ય, ગુપ્ત અને મોગલ–પણ આ નિયમના અપવાદરૂપ નથી જ. ઇતિહાસની આ વાસ્તવિક હકીકતો સામે શું કોઈ એમ કહેવાની હિંમત પણ કરી શકે કે બ્રિટિશ સામ્રાજ્ય માટે નિમાયું છે આથી જુદું ભાવિ ? આજે તો ઇતિહાસની અતિ કટોકટીની ઘડી પર આ સામ્રાજ્ય ઊભું છે. બીજા બધા સામ્રાજ્યોના જેવો જ એનો અંત આવે કે પછી પોતાના સામ્રાજ્યને સ્વતંત્ર રાષ્ટ્રોના સમૂહ તરીકે બ્રિટનને ફેરવી નાખવું પડે.

૧૯૧૭માં ઝારના સામ્રાજ્યનો અંત તો આવ્યો પણ એની રાખમાંથી રશિયન સમાજવાદી પ્રજાતંત્રના સંયુક્ત રાજ્યનો જન્મ થયો. રશિયાના ઇતિહાસમાંથી બોધપાઠ લેવાનો હજીયે ગ્રેટ બ્રિટનને મોકો છે. શું બ્રિટન એમ કરશે ખરું ?

રાજકારણમાં તો બ્રિટિશ સામ્રાજ્ય એટલે જાણે અસંગતતા. સ્વશાસક દેશો વત્તેઓછે અંશે આપમેળે રાજ્ય ચલાવતા આશ્રિત દેશો ને એક ચક્રે જેની પર રાજ્ય ચલાવાય છે એવા સંસ્થાનોનું બ્રિટિશ સામ્રાજ્ય એક વિચિત્ર સંયોગીકરણ છે. આ પ્રમાણેનું સંયોગીકરણ કદાચ બંધારણીય યુક્તિપ્રયુક્તિઓ અને માનવ પ્રતિભાને લીધે થોડો સમય આગળ ચાલી શકે, પણ હમેશ માટે તો નહિ જ. જો આ આંતરિક અસંબદ્ધતાઓ થોડા વખતમાં નિવારવામાં ન આવે તો, બહારના બીજા બધા રાજ્યોના એના પરના દબાણની વાત જવા દઇએ, છતાં એના પોતાના જ ભારને લીધે બ્રિટિશ સામ્રાજ્યનો અંત આવનારો છે...પણ હિંમતભરી રીતે એકી ઝપાટે, સ્વતંત્ર રાષ્ટ્રોના સમવાય તરીકે બ્રિટિશ સામ્રાજ્ય પોતાનું પરિવર્તન કરી શકશે ખરું ? આનો ઉત્તર તો માત્ર બ્રિટિશ પ્રજા જ આપી શકે. છતાં એક વાત ચોક્કસ છે, જો બ્રિટિશ પ્રજા જાતે જ પોતાને ઘરઆંગણે સ્વતંત્ર બને– ગ્રેટ બ્રિટન એક સમાજવાદી રાષ્ટ્ર બને તો જ આ પરિવર્તન શક્ય છે, ગ્રેટ બ્રિટનમાં રાજ્ય કરતો મુડીવાદી વર્ગ અને એના પરદેશના સંસ્થાનો વચ્ચે એક અવિભાજ્ય સંબંધ છે. લેનીને ઘણા વર્ષો પૂર્વે કહેલું તે પ્રમાણે "અસંખ્ય રાષ્ટ્રોને ગુલામીમાં જકડી રાખવાથી જ ગ્રેટ બ્રિટનમાં એની વિરુદ્ધના પ્રત્યાઘાતો વધતા રહ્યા છે ને એ પ્રત્યાઘાતોને પોષણ મળી રહ્યું છે." ખાસ ખાસ તો સંસ્થાનો અને દરિયાપારના આશ્રિતદેશો પર ચૂસણનીતિની નાગચૂડ અખંડિત રહેવાથી બ્રિટિશ મુડીવાદને બુર્ઝ્વા મુખ્યત્વે આજે ટકી રહ્યા છે. ગ્રેટ બ્રિટનમાં હકૂમત ચલાવતા મુડીવાદી વર્ગો છે એટલે જ આ આશ્રિત રાજ્યોની અચૂક મુક્તિ છે ને એટલે જ ગ્રેટ બ્રિટનમાં આવનારા સમાજવાદી રાજ્યવ્યવસ્થાના મંડાણની આગાહી

થઈ શકે છે. હિંદની રાજદ્વારી મુક્તિ માટે લડનારા આપણે અને આપણી સાથોસાથ આર્થિક સ્વતંત્રતા માટે લડતા બ્રિટિશ સામ્રાજ્યના બીજા ગુલામ દેશો માટે બ્રિટનના સંસ્થાની વહીવટનો વિનાશ કર્યા વિના એ વસ્તુ પ્રાપ્ત થવી અશકય છે.

"ભાગલા પાડો ને રાજ કરો"ની નીતિમાં જ પ્રત્યેક સામ્રાજ્યનાં મૂળ છે એ તો દીવા જેવી ચોખ્ખી હકીકત છે. પરંતુ ગ્રેટ બ્રિટન જેવી ચાલાકીથી, વ્યવસ્થાથી ને નિર્દયતાથી જગતમાં આ નીતિ કોઇ બીજા રાજ્યે અજમાવી હશે કે કેમ એ વિશે મને શંકા છે. આ નીતિને આધારે આયર્લેંડની પ્રજાને સત્તા આપતા પ્રથમ, બાકીના આયર્લેંડથી અલસ્ટરને જુદું પાડી દેવામાં આવ્યું હતું. અને એ જ રીતે પેલેસ્ટાઇનવાસીઓને કંઇક પણ સત્તા આપતાં પહેલાં આરબોથી જ્યુને છૂટા પાડવામાં આવશે. સત્તાનું સ્થાનાંતર અટકાવવા માટે આંતરિક ભાગલાંની ખાસ જરૂર છે.

ભાગલાની નીતિનો એ જ સિદ્ધાંત હિંદના નવા બંધારણમાં જુદા-સ્વરૂપે દેખાય છે. અહીં તો જુદી જુદી કોમોને જુદી પાડી જાણે એ વચ્ચે સમૂળકો જ સંબંધ ન હોય! સમવાયી તંત્રની યોજનામાં એકહથ્થુ સત્તાલોલુપ રાજાઓ અને બ્રિટિશ હિંદમાંથી ચૂંટાઇ આવેલા પ્રતિનિધિઓને સામસામી મૂકવામાં આવ્યા છે. બ્રિટિશ હિંદના પ્રતિકારને લીધે કે રાજાઓના એમાં દાખલ થવાથી સસંતી ન આપવાને અંગે જો નવા બંધારણનો અંતે અસ્વીકાર કરવામાં આવશે તો, હું ચોક્કસ માનું છું કે, બ્રિટિશરોની બુદ્ધિ હિંદના ભાગલા પાડવા માટે બીજી કોઇ યુક્તિ શોધી કાઢશે અને ખાસ કરી, હિંદી પ્રજાને આપવામાં આવનારી સત્તાના વલણને જુદું બનાવી દેવામાં આવશે.

એટલે વાઇટ હોલથી નીકળનારા હિંદ માટેના કોઈ પણ નવા બંધારણની, આપણે તો, પૂરતી દરકાર અને તકેદારી સાથે તપાસ કરવી રહી.

ભાગલા પાડી રાજ્ય કરવાની નીતિના જો કે દેખીતા લાભ છે ખરા પરંતુ, રાજધૂરા વહેતી સત્તાને એ અમિશ્રિત આશીર્વાદ સમાન નથી જ. ઊલટું, એથી તો ઊભા થાય છે નવા પ્રશ્નો ને નવી પજવણી. ભાગલા પાડી રાજ કરવાની પોતાની નીતિને પરિણામે નીપજતા રાજકીય દ્વિમુખતાની જાળમાં ગ્રેટ બ્રિટન જાતે જ જાણે સપડાઈ ગયું હોય એમ લાગે છે. કોને ખુશ કરશે બ્રિટન, હિંદુઓને કે મુસ્લિમ પ્રજાને? પેલેસ્ટાઈનમાં કોની તરફદારી કરશે આરબોની કે જ્યુની?—ઇરાકમાં આરબની કે કુર્દની? ઇજીપ્તમાં કોનો પક્ષ ખેંચશે બ્રિટન, રાજાનો કે વાફદનો? સામ્રાજ્યની બહાર પણ એવી જ દ્વિમુખી પદ્ધતિનો આવિષ્કાર થયેલો દેખાય છે. સ્પેનના વિષયમાં તો ફ્રાંકો અને કાયદેસરની સરકાર જેવા વિકલ્પો વચ્ચે પસંદગી કરવાની માથાકુટ કરવી પડે છે અને યુરોપરાજકારણના વિશાળ ક્ષેત્રમાં ફ્રાન્સ અને જર્મની વચ્ચે. બ્રિટિશોની વિદેશી નીતિમાં તો પરસ્પરનો વિરોધ અને અસંબંધતા સીધે સીધા આભારી છે એના સામ્રાજ્યની વિ–રાગી રચના ઉપર. બ્રિટિશ પ્રધાનમંડળને તો ખુશ કરવા પડશે જ્યુને, જ્યુના હાથમાં રહેલા ઊંચી નાણાકીય વ્યવસ્થાને લીધે બીજે પક્ષે પાસેના પૂર્વમાં ને હિંદમાં શાહી હીત હોવાને લીધે હિંદીકચેરી અને વિદેશ કચેરીએ આરબોને ખુશ કરવા જ રહ્યા. આવા વિરોધો અને વિસંવાદીતાથી બચવા માટે બ્રિટન પાસે એક જ માર્ગ છે—સામ્રાજ્યને સ્વતંત્રરાજ્યોના સમૂહમાં ફેરવી નાખવા. જો બ્રિટન આમ કરે તો ઇતિહાસમાં એક અલૌકિક દાખલો બેસાડી જાય. પણ જો એ નિષ્ફળ જાય...તો સૂર્ય જેના પર કદીયે અસ્ત થતો નથી એવું કહેવામાં આવેલું વિશાળ રાજ્ય ધીમે ધીમે અસ્તવ્યસ્ત થઇ જશે એનો બ્રિટનને શોક કરવાનો રહેશે. બ્રિટિશ પ્રજા ઓસ્ટ્રોહંગરી સામ્રાજ્યનો બોધપાઠ કદી ન વિસરે.

બ્રિટિશ સામ્રાજ્યને આજની ઘડીએ અનેક સ્થળેથી દબાણના ચાંચકા લાગી રહ્યા છે. સામ્રાજ્યમાં પશ્ચિમના છેક છેડે છે આયર્લેંડ ને

જગતશક્તિઓની રમતગમતની આ શેતરંજ વચ્ચે, હતું તેના કરતાં અનેક ઘણી શક્તિ સાથે આજે ભારતવર્ષ દેખા દે છે. ૩૫ કરોડની વસતીવાળો આપણો વિશાળ દેશ છે. અત્યાર સુધી તો વિસ્તારમાં ને વસતીમાંની આ વિશાળતા જ આપણી નબળામાં નબળી કડી બની ગઇ છે. આજે એક થઇ રાજકર્તાઓનો હિંમતભેર સામનો કરીએ તો એ નબળાઈ શક્તિમાં ફેરવાઇ જાય. હિંદી ઐકયની દૃષ્ટિએ જોતાં સૌ પ્રથમ તો જાણવું જોઇએ કે બ્રિટિશ હિંદ અને હિંદી રજવાડા જેવું વિભાગીકરણ બિલકુલ અકુદરતી છે.

ભારતવર્ષ એક છે અને બ્રિટિશ હિંદ અને હિંદી રાજ્યોની આશા ને મહત્ત્વકાંક્ષા સમાન છે. આપણું ધ્યેય છે સ્વતંત્ર ભારતનું ને મારી દૃષ્ટિએ એની સિદ્ધિ તો પ્રાંત અને રાજ્યો રાજીખુશીથી ભાગીદાર બન્યા હોય એવા સમવાય પ્રજાતંત્રમાં જ છે.

હિંદી હિંદ તરીકે ઓળખાતા પ્રદેશમાં પ્રજાકીય રાજતંત્ર સ્થાપવા માટે દેશી રાજ્યોની પ્રજાઓએ ચલાવેલી લડતોમાં સહાનુભૂતિ અને નૈતિક ટેકો તો આપણી મહાસભાએ વખતો વખત આપ્યો છે. હા, એમ બની શકે કે હાલમાં કામનું દબાણ એટલું બધું છે કે દેશી રાજ્યોમાં વસતા આપણા સમાન દેશપ્રેમીઓ વાસ્તે હાલ તુરત કંઈજ વધુ કરી શકે એવી સ્થિતિમાં કોંગ્રેસ નથી. પરંતુ પ્રત્યેક વ્યક્તિગત કોંગ્રેસીને દેશી રાજ્યની પ્રજાઓની માગણીઓને ટેકો આપવામાં કે એમની લડતમાં ભાગ લે તો કોઈ અટકાવી શકે એમ નથી. મારા જેવા ઘણાએ કોંગ્રેસવાદીઓને લાગતું હશે કે દેશી રાજ્યોની પ્રજાની લડતમાં કોંગ્રેસ વધુ સક્રિય ફાળો આપે તો સારું. વ્યકિતગત રીતે મને તો આશા છે કે નજીકના ભવિષ્યમાં આગળ પગલું વધી, દેશી રાજ્યોમાંના આપણા સંગ્રામવીરો પ્રત્યે મદદનો ઉદાર હાથ લંબાવવા માટે, હિંદી રાષ્ટ્રિય મહાસભા શક્તિશાળી બનશે. એ બિરાદરોને આપણી હમદર્દી ... ની જરૂર છે એ આપણે ન ભૂલીએ.........

પૂર્વને છેડે છે ભારતવર્ષ. સામ્રાજ્યની મધ્યમાં ઇજીપ્ત ને ઇરાક દેશોની પાસે આવ્યું છે પેલેસ્ટાઇન. સામ્રાજ્યની બહાર ભૂમધ્ય સમુદ્રમાં ઇટાલી દબાણ કરી રહ્યું છે ને દૂર પૂર્વમાં દબાણ છે જાપાનનું, ને વળી આ બંને દેશો તો છે લશ્કરી મનોવૃત્તિવાળા, આક્રમણકારી, ને શાહીવાદી. અવિશ્રાંતિની આ પશ્ચાદ્ભૂ સામે દરેક શાહીવાદી રાજ્યના હૈયામાં જેનું અસ્તિત્વ માત્ર ત્રાહ્ય ત્રાહ્ય પોકરાવી દે તેવું છે રશિયા. આ દબાણ અને ભારની સંયુક્ત અસર કેટલા સમય સુધી બ્રિટિશ સામ્રાજ્ય જીરવી શકશે ?

આજે 'દરિયાની મહારાણી' તરીકે બ્રિટન પોતાની જાતને ઓળખાવી શકે એમ નથી. એની દરિયાઈ સરસાઇને લીધે જ ૧૮ મી અને ૧૯ મી સદીઓમાં એનો ઉત્તરોત્તર વિકાસ થતો ગયો. ૨૦ મી સદીમાં એની અવનતિના કારણ રૂપ બનશે જગત ઇતિહાસમાં એક નવ શક્તિનો ઉગમ–વિમાની સત્તા અને આ નવી શક્તિ, આ વિમાની સત્તાને લીધે જ ઇટલી જેવું ઉદ્ધત રાજ્ય, સંપૂર્ણ એકત્રિત બ્રિટિશ નૌકાદળને વિજયવંતો પડકાર કરવા તૈયાર થઇ શકે. જલ, સ્થળ ને વાયુ ઉપર બ્રિટિશરો બે–સીમા રાજ્ય કરી શકે. હવામાંથી થતી બોંબવર્ષાનો સામનો જહાજો કરી શકે ખરા. પરંતુ આધુનિક યુદ્ધ મોરચા પર હવાઈ શક્તિ એટલે બહુ જ શક્તિવાન તત્ત્વ છે એમ સિદ્ધ થઈ ચૂક્યું છે. દેશ પ્રદેશ વચ્ચેનું અંતર કપાઈ ગયું છે અને વિમાની આક્રમણ વિરોધી સંરક્ષણો હોવા છતાં, યુરોપખંડના કોઈ પણ કેંદ્રમાંથી આવતી બોંબગોળા વર્ષાવનારી ટૂકડીની દયા પર જ લંડનને જીવવાનું રહે છે, ટૂંકામાં, હવાઇ શક્તિએ તો આજના યુદ્ધમાં અજબ ક્રાંતિ આણી દીધી છે, ગ્રેટ બ્રિટનની જલપરિગતતાનો નાશ કરી દીધો છે, અને જગતરાજકારણમાં, શક્તિના ત્રાજવાને (balance of power) ખળભળાવી મૂક્યું છે. અત્યારસુધી કદી ન થયેલી હોય એ રીતે અતિ મહાન સામ્રાજ્યની ન જાણવા જેવી ઘણી વિગતો બહાર આવી ગઈ છે.

જગતશક્તિઓની રમતગમતની આ શેતરંજ વચ્ચે, હતું તેના કરતાં અનેક ઘણી શક્તિ સાથે આજે ભારતવર્ષ દેખા દે છે. ૩૫ કરોડની વસતીવાળો આપણો વિશાળ દેશ છે. અત્યાર સુધી તો વિસ્તારમાં ને વસતીમાંની આ વિશાળતા જ આપણી નબળામાં નબળી કડી બની ગઇ છે. આજે એક થઇ રાજકર્તાઓનો હિંમતભેર સામનો કરીએ તો એ નબળાઈ શક્તિમાં ફેરવાઇ જાય. હિંદી ઐક્યની દૃષ્ટિએ જોતાં સૌ પ્રથમ તો જાણવું જોઇએ કે બ્રિટિશ હિંદ અને હિંદી રજવાડા જેવું વિભાગીકરણ બિલકુલ અકુદરતી છે.

ભારતવર્ષ એક છે અને બ્રિટિશ હિંદ અને હિંદી રાજ્યોની આશા ને મહત્ત્વકાંક્ષા સમાન છે. આપણું ધ્યેય છે સ્વતંત્ર ભારતનું ને મારી દૃષ્ટિએ એની સિદ્ધિ તો પ્રાંત અને રાજ્યો રાજીખુશીથી ભાગીદાર બન્યા હોય એવા સમવાય પ્રજાતંત્રમાં જ છે.

હિંદી હિંદ તરીકે ઓળખાતા પ્રદેશમાં પ્રજાકીય રાજતંત્ર સ્થાપવા માટે દેશી રાજ્યોની પ્રજાઓએ ચલાવેલી લડતોમાં સહાનુભૂતિ અને નૈતિક ટેકો તો આપણી મહાસભાએ વખતો વખત આપ્યો છે. હા, એમ બની શકે કે હાલમાં કામનું દબાણ એટલું બધું છે કે દેશી રાજ્યોમાં વસતા આપણા સમાન દેશપ્રેમીઓ વાસ્તે હાલ તુરત કંઈજ વધુ કરી શકે એવી સ્થિતિમાં કોંગ્રેસ નથી. પરંતુ પ્રત્યેક વ્યક્તિગત કોંગ્રેસીને દેશી રાજ્યની પ્રજાઓની માગણીઓને ટેકો આપવામાં કે એમની લડતમાં ભાગ લે તો કોઈ અટકાવી શકે એમ નથી. મારા જેવા ઘણાએ કોંગ્રેસવાદીઓને લાગતું હશે કે દેશી રાજ્યોની પ્રજાની લડતમાં કોંગ્રેસ વધુ સક્રિય ફાળો આપે તો સારું. વ્યક્તિગત રીતે મને તો આશા છે કે નજીકના ભવિષ્યમાં આગળ પગલું વધી, દેશી રાજ્યોમાંના આપણા સંગ્રામવીરો પ્રત્યે મદદનો ઉદાર હાથ લંબાવવા માટે, હિંદી રાષ્ટ્રિય મહાસભા શક્તિશાળી બનશે. એ બિરાદરોને આપણી હમદર્દી ને મદદની જરૂર છે એ આપણે ન ભૂલીએ........

આ પ્રશ્નના અંતિમ નિકાલ માટે આપણા પ્રયત્નોમાં નવું જોમ આપવાનો સમય પાકી ચૂક્યો છે. રાષ્ટ્રીયવાદના મૂળભૂત સિદ્ધાંતો સાથે સંવાદી એવો સર્વમાન્ય નિકાલ લાવવા માટે બધું કરવાને આપણે કરી છૂટવા તૈયાર છીએ એમ હું કહું ત્યારે, મને લાગે છે કે, હું દરેક કોંગ્રેસીની લાગણી વ્યક્ત કરી રહ્યો છું. કઈ રીતે એનું નિરાકરણ આવવું જોઇએ એની વિગતે ચર્ચામાં ઉતરવાની મારે જરૂર નથી.

ભૂતકાળની પરિષદો ને ચર્ચાઓમાં એને માટેની જરૂરી પૂર્વભૂમિકા તયાર થઇ ગઈ છે. હું તો માત્ર એટલું જ ઉમેરીશ કે આપણા કોમી ભાગલા પાડવામાં ને અસંમતિઓનો સમુદ્ર તરવા માટે આપણા આર્થિક અને રાજદ્વારી સમાન હીતો પર જ ભાર મૂકવાની અત્યંત જરૂર છે. ધાર્મિક બાબતોમાં "જીવો અને જીવવા દો" નો સિદ્ધાંત અને આર્થિક તેમજ રાજદ્વારી બાબતોમાં અન્યોન્ય ને સમજવાની તૈયારીનું આપણું ધ્યેય હોવું ઘટે. જયારે જયારે આપણે લઘુમતિઓનો પ્રશ્ન વિચારીએ છીએ ત્યારે ત્યારે હમેશ સૌથી મોટા પ્રશ્ન તરીકે મુસ્લીમ પ્રશ્ન આવીને ખડો રહે છે, અને આ પ્રશ્નનું સદાને માટે નિરાકરણ કરવા માટે પણ આપણે ઘણા જ ઇંતેજાર છીએ છતાં હું કહીશ કે બીજી બધી લઘુમતિ કોમોને પણ ન્યાય આપવા માટે કોંગ્રેસની તીવ્ર ઇચ્છા છે—ખાસ કરીને તો ઘણી મોટી સંખ્યાવાળા દલિત વર્ગોને. હિંદમાંની લઘુમતિ કોમોના સભ્યોને હું જણાવું કે કોંગ્રેસ પોતાનો કાર્યક્રમ અમલમાં મૂકે તો એમને કંઇક બીવા જેવું છે કે નહિ એ પ્રશ્નનો તેઓ નિષ્પક્ષપાત રીતે વિચાર કરે. એક તરીકે હિંદી પ્રજા સમસ્તના રાજકીય અને આર્થિક હક્કોનું કોંગ્રેસનું ધ્યેય છે.

પોતાના કાર્યક્રમને અમલમાં મૂકવા જો કોંગ્રેસ શક્તિશાળી થાય તો હિંદી પ્રજાના બીજા કોઇપણ વિભાગ જેટલો લાભ લઘુમતિ કોમોને મળનાર છે. ઉપરાંત, રાજકીય સત્તા મેળવી લીધા પછી સમાજવાદના ધોરણે જો રાષ્ટ્રિય પુનર્રચના થવાની હોય—અને મને ખાતરી છે કે થશે જ—

તો મુડીવાદીઓને ભોગે ગરીબોને જ વિશેષ લાભ મળશે. અને હિંદી જનતાનું વિભાગીકરણ જેમની પાસે કંઈ નથી એવા ગરીબોના વર્ગમાં જ કરવું ઘટે. તોયે લઘુમતિ કોમને ચિંતા ઉપજાવે એવો એક પ્રશ્ન છે ખરો—ધર્મ અને ધર્મ ઉપર મંડાયલી સંસ્કૃતિનો. આ પ્રશ્ન પરત્વે કોંગ્રેસની નીતિ "જીવો અને જીવવા દો"ની છે. આ નીતિ પ્રમાણે વિભિન્ન ભાષા વિસ્તારની કોઇ પણ વ્યક્તિને સંસ્કાર સ્વાતંત્ર્યની છૂટ છે તેમ જ એના આધ્યાત્મિક, ધાર્મિક અને સાંસ્કારિક ક્ષેત્રમાં કોંગ્રેસ વચમાં ન પડવાને બંધાય છે. આથી જો હિંદને આઝાદી મળે મુસ્લિમ જનતાએ લગીરે ભય પામવાનું કારણ નથી. ઊલટું સર્વ પ્રકારે એમને તો લાભ જ છે. કહેવાતા દલિત વર્ગોની ધાર્મિક અને સામાજિક અશક્તિઓને લાગે વળગે છે ત્યાં સુધી, તો કોંગ્રેસ છેલ્લા ૧૭ વર્ષથી એક અધુરપ ને ટાળવા માટે તનતોડ પ્રયત્નો કર્યા છે એ તો એક ઉઘાડું સત્ય છે. અને મને આશા છે કે બહુ જ નજીકમાં આ બધી અશક્તિઓને ભૂતકાળના બનાવોમાં પલટાઈ જતાં વાર નહિ લાગે.

આવતા વર્ષોમાં અને રાષ્ટ્રિય લડતમાં કોંગ્રેસે કઈ નીતિરીતિ અખત્યાર કરવી જોઇએ તેનો હવે વિચાર કરીએ. હમેશના કરતાં હું વધુ ખાતરીથી માની રહ્યો છું, કે એ કાર્યપદ્ધતિ, સત્યાગ્રહની અગર સવિનય કાનૂનભંગને આવરી લેતા શબ્દના અતિવિસ્તૃત અર્થમાં અહિંસક અસહકારની હોવી જોઇએ. હું સમજું છું ત્યાં સુધી સત્યાગ્રહ એ કંઇ માત્ર નિષ્ક્રય પ્રતિકાર જ નથી, પરંતુ સક્રિય પ્રતિકાર પણ છે, હા પણ એ પ્રવૃત્તિની ઢબછબ અહિંસક હોવી જોઇએ ખરી. આપણા દેશબંધુઓને આપણે યાદ કરાવી દેવું જોઇએ કે સત્યાગ્રહ અગર અહિંસક અસહકારની નીતિ આપણે ફરીને અખત્યાર કરવી પડશે. અખતરારૂપ સ્વીકારેલા પ્રાંતીય હોદ્દાઓથી આપણે એમ ન માનીએ કે સુસ્ત બંધારણના સીમાડામાં જ આપણી ભાવિ પ્રવૃત્તિ જકડાઇ જવી જોઇએ. સમવાયતંત્રમાં બળજબરીપૂર્વક ભાગ લેવા સામે નક્કી કરેલા

વિરોધને લીધે શક્ય છે કે, સવિનય કાનૂનભંગની એક વળી બીજી વિશાળ લડત આપણે ઉપાડવી પડે.

વિકલ્પોમાંથી સ્વાતંત્ર્ય જંગ માટે આપણે કોઇ પણ એકની પસંદગી કરવાની રહે છે. સંપૂર્ણસ્વતંત્રતા મળે નહિ ત્યાંસુધી આપણી લડત સતત ચાલુ રાખીએ અને તે દરમિયાન, આપણી સંગ્રામ કૂચવેળા મેળવી લીધેલી કોઈપણ સત્તાનો ઉપયોગ કરવાની ના પાડીએ, અગર તો બીજે પક્ષે, પૂર્ણસ્વરાજ યા સંપૂર્ણ સ્વાતંત્ર્યની લડત ચાલુ રહે તદ્દપર્યંત આપણી સ્થિતિનું દ્રઢીકરણ (Consolidation) કરતા જઇએ. સિદ્ધાંતની દૃષ્ટિએ તો બંને વિકલ્પો સમાન રીતે ગ્રાહ્ય છે અને એને માટે અત્યારથી વિચારણાઓ કરી ચિંતા કરવાની જરૂર નથી, પરંતુ દરેક પગથીએ આપણે ઘણું જ સંભાળપૂર્વક વિચારી લેવું જોઇએ કે આ બેમાંથી કયો વિકલ્પ આપણી રાષ્ટ્રિય પ્રગતિને વધુ ફળદાયી છે. બંને રીતે આપણા વિકાસનો અંતિમ તબક્કો તો છે બ્રિટિશ સંબંધોનો વિચ્છેદ. આપણે એનો સંબંધ જ્યારે છોડીએ અને જ્યારે બ્રિટિશ સર્વોપરીપણાનો અંશમાત્ર પણ રહેશે નહિ ત્યારે બંને પક્ષોએ સ્વેચ્છાએ સ્વીકારેલા કરારો દ્વારા ગ્રેટ બ્રિટન સાથે આપણા ભાવિ સંબંધો નક્કી કરવાની કક્ષાએ આપણે પહોંચી ગયા હોઈશું. ગ્રેટ બ્રિટન સાથેના આપણા ભાવિ સંબંધો કેવા થશે કે કેવા હોવા જોઈએ એ નિર્ણય બાંધવાના સમયને હજી ઘણી વાર છે. મોટે ભાગે તો એ વસ્તુ બ્રિટિશરોના પોતાના ઉપર જ અવલંબિત હશે. આ સંબંધના મુદ્દા પરત્વે પ્રમુખ ડીવેલેરાના વલણે મારા ઉપર ભારે અસર કરી છે. આયર્લૅંડના એ પ્રમુખની માફક હું પણ કહીશ કે બ્રિટિશ પ્રજા પરત્વે અમારે દુશ્મનાવટ નથી. અમે લડીએ તો છીએ ગ્રેટ બ્રિટન સાથે અને આપણા ભાવિ સંબંધો નક્કી કરવા માટે આપણને જોઈએ છે સંપૂર્ણ સત્તા. એક વખત સાચા અર્થમાં આપણો આત્મનિર્ણય થઈ ગયો તો બ્રિટિશ પ્રજા સાથે આપણે અત્યંત ગાઢો સંબંધ કેમ ન બાંધીએ એનું કંઈ જ કારણ નથી. આપણી રાષ્ટ્રિય લડતના ઇતિહાસમાં કોંગ્રેસની અગત્ય વિશે ઘણાખરા

કોંગ્રેસીઓના મનમાં હજી પૂરી સ્પષ્ટતા નથી એવો મને ભય છે. હું જાણું છું કે કેટલાય મિત્રોની એવી ઇચ્છા છે કે સ્વાતંત્ર્ય મળી જાય પછી પોતાનું ધ્યેય મેળવી લીધાથી કોંગ્રેસપક્ષનું વિસર્જન થઇ જવું જોઈએ. આવી ધારણા સાવ ના પાયાદારને ભૂલ ભરેલી છે. ભારત માટે જે પક્ષ આઝાદી આણે તે જ પક્ષ યુદ્ધોત્તર પુનર્રચનાના સળંગ કાર્યક્રમને અમલમાં મૂકશે. સત્તા જેમને મેળવી છે એ જ એને યોગ્ય રીતે વાપરી શકે, માણી શકે. સત્તા મેળવવાનું માન જે લોકોને નથી મળ્યું તેવા બીજા લોકોને જો સત્તાની બેઠકોમાં ઠોકી બેસાડવામાં આવે તો ક્રાંતિકારી પુનર્રચના માટે અત્યંત જરૂરી એવાં બળ, વિશ્વાસ, ને આદર્શનો એમનામાં છાંટો યે નહિ હોય. પ્રાંતીક સ્વરાજ્ય જેવા અતિ લઘુ ક્ષેત્રમાં કોંગ્રેસી અને બીન કોંગ્રેસીઓના ઇતિહાસમાંનો જે તફાવત છે તે ઉપર રહ્યું તેને જ આભારી છે....પુનર્રચનાની વિગતવાર યોજના આપવી કદાચ કસમયની ગણાય છતાંય આપણી ભાવિ સામાજિક પુનર્ઘટના કયા સિદ્ધાંતો પર રચી શકાય એનો જરા વિચાર કરી લઇએ, ગરીબાઇ, અજ્ઞાન અને રોગચાળાના સંપૂર્ણ વિનાશ અને સંપૂર્ણ અસરકારક રીતે શાસ્ત્રીય ઉત્પાદનને વહેંચણી તો માત્ર સમાજવાદી ધોરણે જ રચી શકાય. આપણી ભાવિ રાષ્ટ્રિય સરકારે પ્રથમ પગલું, પુનર્રચનાની બુદ્ધિગમ્ય યોજનાની રૂપરેખા આલેખવા એક સમિતિની નિમણૂંકનું હશે. આ યોજનાના હશે બે વિભાગ—તાત્કાલિક કાર્યક્રમ અને દીર્ઘકાળનો કાર્યક્રમ. પ્રથમ વિભાગની રૂપરેખા દોરતાં પહેલાં નજર સામે રાખવાનું ધ્યેય ત્રિપક્ષી હોવું જોઇએ—પ્રથમતો દેશને આત્મબલિદાન માટે તૈયાર કરવો; બીજું ભારતમાં ઐક્ય સ્થાપવું; ત્રીજું, સ્થાનિક અને સાંસ્કારિક સ્વતંત્રતાને વિકાસમાર્ગ આપવો. આમાંથી બીજું અને ત્રીજું ધ્યેય કદાચ વિરોધાભાસી લાગે પરંતુ ખરેખર જોતાં એમ નથી. પ્રજા તરીકે આપણી પાસે જે કંઈ પણ રાજદ્વારી બુદ્ધિ કે પ્રતિભા હોય તેનો ઉપયોગ આ બે ધ્યેયને એક કરવામાં વાપરવો જોઇએ. રાષ્ટ્રને આપણે એક બનાવવું

રહ્યું કે ગમે તેવા પરદેશી આક્રમણ સામે આપણે ભારતવર્ષને ટકાવી રાખી શકીએ. શક્તિશાળી મધ્ય સરકાર દ્વારા દેશમાં ઐક્ય સ્થાપતી વખતે બધી જ લઘુમતિ કોમો તેમ જ પ્રાંતોને આપણે એમના પર છોડી દેવા જોઈશે જેથી કરીને સરકારી તંત્રમાં ને સાંસ્કૃતિક વિકાસમાં એમને વધારેમાં વધારે સ્વતંત્રતા મળી શકે. વિદેશી રાજ્યઅમલે આપણને અવનતિને માર્ગે પહોંચાડી દીધા છે ને અસ્તવ્યસ્ત કરી નાખ્યા છે એટલે, પરદેશી રાજ્યસત્તાનો ભાર ઊડી જાય કે તરત જ આપણી પ્રજાને એક સાથે રાખવા માટે વિશિષ્ટ પ્રયત્નો કરવાની જરૂર પડશે. રાષ્ટ્રિય ઐક્ય વિકસાવવા માટે આપણે આપણી માતૃભાષાનો ને એક સર્વમાન્ય લિપિનો વિકાસ સાધવો પડશે. ઉપરાંત વિમાન, ટેલિફોન, રેડિયો, ચલચિત્રો, ટેલીવીઝન વગેરે આધુનિક વૈજ્ઞાનિક સાધનોની મદદ દ્વારા હિંદના જુદા જુદા ભાગને આપણે એકબીજાની વધુ નજીક લાવવાં પડશે અને એક કેળવણીની એક સાર્વલૌકિક પદ્ધતિથી સારીયે પ્રજામાં એક સાર્વજનિક ચેતના, એકતા પ્રગટાવવી પડશે. માતૃભાષાના પ્રશ્નના સંબંધમાં મારે જણાવવું જોઈએ કે, મને તો લાગે જ છે કે, હિંદી અને ઉર્દુ વચ્ચેનો ભેદ કૃત્રિમ છે. આ બંનેનું સંમિશ્રણ કરવાથી જે બને તે જ થવી જોઈએ આપણી કુદરતી માતૃભાષા, દેશના ઘણા મોટા ભાગના રોજિંદા જીવનમાં બોલાય છે તે જ. આ સામાન્ય ભાષા દેવનાગરી કે ઉર્દુ ગમે તે લિપિમાં ભલે લખાય. આ બંનેમાંથી એકને ભોગે બીજી જ લિપિમાં લખવાની માન્યતા જોરપૂર્વક ધરાવનારા લોકો છે એ પણ હું જાણું છું. આમ એક લિપિને ત્યજી દેવાની આપણી નીતિ ન જ બની શકે. ગમે તે લિપિમાં લખવા માટે આપણે પૂરેપૂરી છૂટ આપશું. સાથે સાથે મને તો લાગે છે કે આ પ્રશ્નનો અંતિમ નિર્ણય—અને ઉત્તમોત્તમ નિર્ણય માટે તો એવી જ લિપિ અખત્યાર કરવી જોઇએ કે જેના અપનાવવાથી બાકીના જગતની હરોળમાં આપણે બેસી શકીએ. હું રોમન લિપિ અપનાવવાની વાત કરું તો કદાચ મારા દેશબાંધવોમાંના થોડા ઘણા તો

દિગ્‌-મૂઢ બની ભયભિત ચહેરે જોઈ જ રહેશે પરંતુ આ પ્રશ્નને ઐતિહાસિક તેમ જ શાસ્ત્રીય દૃષ્ટિ બિંદુથી તપાસવાની હું એમને સાદર વિનતી કરું છું. જો આમ કરીએ, તો આપણને એકદમ જ પ્રતીતિ થઈ જશે કે લિપિ અપનાવવામાં કોઈ ધર્મનો દ્રોહ થતો નથી. આપણે જાણીએ છીએ તે પ્રમાણે નાગરી લિપિએ તો ઉત્ક્રાંતિના કેટલાએ પગથિયાં વટાવી દીધાં છે. ઉપરાંત મોટામાંના લગભગ ઘણા પ્રાંતોને પોતાને પોતાની લિપિ છે. અને ભારતના ઉર્દુભાષી લોકો મોટે ભાગે ઉર્દુ લિપિનો ઉપયોગ કરે છે. અને પંજાબ અને સિંધ જેવા પ્રાંતોમાં તો હિંદુ અને મુસ્લિમ બંને કોમો એનો ઉપયોગ કરે છે. વિરોધાભાસના દૃષ્ટિ-બિંદુથી જોતાં, કોઇ પણ તરેહના રાગદ્વેષ વિના, માત્ર શાસ્ત્રીય અને નિરપેક્ષ રીતે જ આખાયે હિંદ માટે એક સર્વ સામાન્ય એક લિપિની પસંદગી કરવાની રહે છે. હું કબૂલ કરું છું કે, ભૂતકાળમાં આ વિદેશી લિપિ ગ્રહણ કરવી એટલે રાષ્ટ્રવિરોધી કાર્ય ગણાવા જેવું મને લાગતું હતું. પરંતુ મારામાં અજબ પરિવર્તન આણ્યું ૧૯૩૪ની તુર્કસ્તાનની મારી મુલાકાતે. બીજી બધી દુનિયા જેવી જ લિપિ હોવાનો કેટલો મોટો લાભ હતો એનું મને પ્રથમ જ ભાન થયું. આપણી આમ જનતાને લાગે વળગે છે ત્યાં સુધી તો ૯૦% ઉપરના લોકો અભણ હોવાથી અને કોઈ પણ જાતની લિપિ જાણતા ન હોવાથી, એમને જ્યારે કેળવણી આપવામાં આવે છે ત્યારે આપણે કોઈ લિપિનો એમને પરિચય કરાવીએ છીએ એ વાત અગત્યની બનતી નથી. ને વળી યુરોપીય ભાષા શીખવામાં રોમન લિપિ એમને ઘણી જ અગત્યની થઇ પડશે, એમનું કાર્ય અતિ સરળ બની જશે. આપણા દેશમાં, રોમન લિપિનો તાત્કાલિક સ્વીકાર કેટલો અનાદરણીય બનશે એ વાતથી હું પૂરેપૂરો વાકેફ છું. તથાપિ લાંબેગાળે સૌથી વધુ ડાહ્યો ઉકેલ કયો ગણાશે એ પ્રશ્ન હું મારા દેશબાંધવોને ફરીથી વિચારવાની વિનતી કરું છું.

સ્વતંત્ર ભારત માટેના લાંબાગાળાના કાર્યક્રમના સંબંધમાં હાથ ધરવાનો પ્રથમ પ્રશ્ન તો છે વધતી જતી આપણી વસતી. ભારત વર્ષ

ઘીચ વસતીવાળો પ્રદેશ છે કે નહિ એ મીમાંસક પ્રશ્નમાં હું ઊંડો ઉતરવા માગતો નથી. હું તો બતાવવા માગું છું કે ગરીબાઇ, ભૂખમરો ને રોગ જ્યાં ભોમનાં મૂળમાં ઊંડે ઊંડે જડાયલાં છે ત્યાં એક જ દસકામાં ૩ કરોડ જેટલી વસતી વધે તે આપણને પોષાઇ શકે એમ નથી. ગઇ કાલ સુધી થયું છે તે પ્રમાણે જો વસતી કુદકે ને ભુસકે આગળ વધતી હોય તો આપણી યોજના નાકામયાબ નિવડવાની છે એ નક્કી માનજો. એથી જે લોકો અત્યારે જીવે છે તેને પોષવા, કપડાં પહેરાવવા, અને કેળવણી આપવા માટે જ્યાં સુધી આપણે તાકાતવાન બનીએ નહિ ત્યાં સુધી આપણી વસતીના પ્રમાણને કાબૂમાં રાખવું હિતાવહ છે. આજના તબક્કે વસતીનો હવે પછીનો વધારો અટકાવવાની રીતિ દેખાડવાની જરૂરત નથી. પરંતુ હું તો આપને આગ્રહપૂર્વક વિનવું છું કે લોકોનું લક્ષ્ય આ તરફ હવે ખેંચાવું જોઈએ.

પુનર્રચનાનો સંબંધ મુખ્ય પ્રશ્ન છે: દેશમાંથી કઈ રીતે ગરીબાઈ હટાવી દઈ શકીએ તેનો. એને લીધે આપણી જમીન પદ્ધતિમાં ક્રાંતિકારક ફેરફારો કરી નાખવા પડશે, સાથોસાથ આપણી આજની જમીનદારીનો સત્વર વિધ્વંશ કરી નાખવો પડશે. જમીનને લીધે થતા ખેડૂતોનાં મોટાં દેવાને ફગાવી દઇ એની જગ્યાએ ગ્રામ્યજનતા માટે ભારરૂપ નહિ એવી લેણદેણની વ્યવસ્થાને અપનાવવી પડશે. ઉત્પાદકો અને અનાજ વાપરનારાના હીતાર્થે સહકારી મંડળીઓની પ્રવૃત્તિને વધારવી પડશે. જમીનમાંથી વધુ ઉત્પન્ન લઈ શકાય માટે ખેતીવાડી ખાતાને શાસ્ત્રીય પદ્ધતિપર મૂકવું પડશે.

આર્થિક પ્રશ્નના ઉકેલ માટે માત્ર ખેતીવાડીનો, વિકાસ પૂરતો નથી. રાજ્યાશ્રયે ચાલતી ને રાજ્યની માલિકીની, ઉદ્યોગોના વિકાસની એક સર્વપક્ષી યોજના અનિવાર્ય બની રહે છે. વિદેશના સામુદાયિક ઉત્પાદનને લીધે અને આપણા દેશમાંના પરદેશી રાજ્યામલને પરિણામે વેરવિખેર થઇ ગયેલી જૂના ઔદ્યોગિક યંત્રોને બદલે ઉદ્યોગોની કોઈ નવી જ

પદ્ધતિ અખત્યાર કરવી પડશે. આધુનિક કારખાના ને મીલોની હરીફાઈની સામે કયા ગ્રામઉદ્યોગોનું અને કયા ક્ષેત્રમાં મોટા પાયા પરના ઉત્પાદનને પુનર્નિર્માણ કરી શકાશે વિકસાવી શકાશે તે વિષે સંભાળ પૂર્વક આયોજન સમિતિ [Planning Commission] ને વિચારણા કરવી પડશે ને નક્કી કરવું પડશે. આધુનિક ઉદ્યોગવાદ પ્રત્યે આપણને ગમે તેટલો અણગમો હોય, ને એ ઉદ્યોગવાદની પાછળ પાછળ ઘસડાઈ આવતાં અનિષ્ટોને ભલે આપણે ધિક્કારીએ છતાં, આપણે ઇચ્છીએ તો પણ ઉદ્યોગવાદ પહેલાં હતો તે જમાનામાં આપણે જઈ જઈ શકીએ એમ નથી, એથી ઉદ્યોગવાદ સાથે આપણે હાથ મિલાવી લઈએ એજ ઈષ્ટ છે અને એના અનિષ્ટો બને તેટલા ઓછા કરીએ એજ હીતાવહ છે, સાથે સાથે કારખાનાઓ સાથેની અનિવાર્ય એવી હરીફાઈને પાર કરી શકાય એવી શકયતા જ્યાં જ્યાં હોય ત્યાં ત્યાં ગૃહઉદ્યોગની સંભાવિતાનો પૂરો વિકાસ કરવો શ્રેયષ્કર છે. હિંદ જેવા દેશમાં તો ગૃહઉદ્યોગો–ખેતીવાડીની સાથોસાથ ખાસ કરીને હાથ કાંતણ અને હાથ વણાટના ઉદ્યોગો–ના વિકાસ માટે પૂરતો અવકાશ છે.

આ તબક્કે કોંગ્રેસ કારોબારી સમિતિની અગત્ય વિશે પણ થોડું વધારે જણાવી દઉં. મારા મત પ્રમાણે આ કારોબારી માત્ર સ્વાતંત્ર્ય જંગ ખેલતા રષ્ટ્રિય સંગ્રામ વીરોને દોરતી બુદ્ધિશાળી સંસ્થા નથી. આઝાદ ભારતના પ્રધાનમંડળની એતો છે પડછાયા રૂપ. અને એ પ્રમાણે જ એણે કાર્ય કરવું રહ્યું. આ મારી પોતાની ઉપજાવી કાઢેલી વાત નથી. બીજા દેશોમાં રાષ્ટ્રની મુક્તિ માટે લડતી આવી સંસ્થાઓએ જે ભાગ ભજવવાનો નક્કી કરવામાં આવ્યો છે તે જ ભાગ આપણી કારોબારી ભજવી રહી છે.

આઝાદભારતની ઝાંખી કરતો, આપણા ટૂંકા જીવનમાં જ આદેશમાં રાષ્ટ્રિય સરકારની ઝંખના કરનારાઓમાં તો હું એક છું. પરિણામે કુદરતી રીતે જ આપણે વાંછીએ કે કોંગ્રેસ કારોબારી સમિતિ આઝાદ ભારતના પ્રધાનમંડળના પડછાયા રૂપે જ વિચારે ને આચરણ કરે. બ્રિટિશ સરકાર સામે લડતી હતી ત્યારે આ જ પ્રમાણે

પ્રમુખ ડી વેલેરાની પ્રજાસત્તાક સરકાર વર્તતી હતી. આ જ પ્રમાણે હોદ્દા મળ્યા પહેલાં ઇજિપ્તમાં વાફદ પક્ષની કારોબારીનો વર્તાવ હતો. રોજિંદા કામકાજની સાથોસાથ, કારોબારી સમિતિના સભ્યોએ, રાજકીય સત્તા હાથમાં આવતાં જ જે જે પ્રશ્નોને હાથ ધરવા પડે તે સર્વનો બારીક અભ્યાસ કરવો રહ્યો.

નજદિકના ભવિષ્યમાં એક અસરકારક લડત આપવા માટે, પહેલાં તો આપણા પોતાના ઘરને વ્યવસ્થિત કરવું ઘણું જ જરૂરી છે. છેલ્લા થોડા વર્ષોમાં આપણી જાહેર જનતાની જાગૃતિ એટલી બધી વિશાળ છે કે આપણા પક્ષની વ્યવસ્થાને અંગે નવા ઘણા પ્રશ્નો ઉપસ્થિત થયા છે. આજકાલ તો કોઇપણ એક સભામાં પચાસ હજાર નરનારીઓનો માનવસમુદ્ર ઉમટે એ એક સામાન્ય બનાવ બની ગયો છે. ઘણી વખત એમ લાગે છે કે આવી સભાઓ અને દેખાવોને અંકુશમાં રાખી શકવા માટે આપણું વ્યવસ્થાતંત્ર પૂરતું હોતું નથી. આવા સામુદાયિક અહીં તહીંના દેખાવોની વાત જવા દઇએ તો પણ આ મહત્વની જનશક્તિનાં, ઉત્સાહને સંગઠિત કરી તેને યોગ્ય રસ્તે દોરવવાનો પ્રશ્ન પણ નાનોસુનો નથી. પરંતુ આને વાસ્તે છે આપણી પાસે સુશિસ્તબદ્ધ સ્વયંસેવક દળ? આપણી રાષ્ટ્રિય સેવા માટે ક્યાં છે હોદ્દેદારોનું મંડળ? 'આજના ઊગતા નેતાઓ અને આશાવાન યુવાન કાર્યકર્તાઓને આપણે તાલીમ આપીએ છીએ ખરા? આ પ્રશ્નોના પ્રત્યુત્તરો એટલા બધા જગજાહેર છે કે એને નિરર્થક લંબાવવાની જરૂર નથી. આધુનિક રાજકીય પક્ષની આ સર્વ જરૂરતો આપણે પોષી નથી, પણ હવે સમય પાકી ચૂક્યો છે. તાલીમ પામેલા હોદ્દેદારોના હાથ નીચે ચાલતા શિસ્તબદ્ધ સ્વયંસેવક દળની અત્યંત આવશ્યકતા છે. ઉપરાંત આપણા રાજદ્વારી કાર્યકર્તાઓ માટે કેળવણી અને તાલીમની પણ આપણે વ્યવસ્થા કરવી રહી કે ભવિષ્યમાં વધુ સારા નેતાઓ ઉપજાવી શકીએ. બીજી સંસ્થાઓ ઉપરાંત ગ્રીષ્મ વર્ગો દ્વારા બ્રિટનની રાજકીય સંસ્થાઓ આ પ્રમાણેની તાલીમ આપે છે

અને સર્વપક્ષી રાજ્યોની તો આ એક વિશિષ્ટતા છે. આપણી લડતમાં ગૌરવશીલ ભાગ લેનારા કાર્યકરો પ્રત્યેના સંપૂર્ણ આદર સાથે હું જણાવીશ કે આપણા પક્ષમાં હજી વધુ મેધાની જરૂર છે. કંઈક અંશે કોંગ્રેસમાં પ્રતિભાશાળી ને આશા આપતા નવજુવાનોની ભરતી કરવાથી ને કંઇક અંશે આપણી પાસે છે તે સર્વને માટે કેળવણી અને તાલીમનો પ્રબંધ કરવાથી આ ઊણપ નિવારી લેવાય ખરી. આ પ્રશ્નને ઘણા ખરા યુરોપીય દેશો કઈ રીતે હાથ ધરે છે તે તો પ્રત્યેક વ્યક્તિએ જોયું હશે. જો કે તાલીમ આપવાના આપણી પદ્ધતિને આપણું ધ્યેય એમના કરતાં જુદાં હશે તથાપિ દરેકે કબૂલ તો કરવું જ પડશે કે આપણા કાર્યકર્તાઓ માટે શાસ્ત્રીય તાલીમ અત્યંત આવશ્યક છે.

આ ઉપરાંત નાઝીઓની મજૂરસેવાસંઘ જેવી સંસ્થાઓ પણ યોગ્ય ફેરફારો સાથે સંભાળપૂર્વકનો અભ્યાસ માગી લે છે. કદાચ હિંદને એ હીતકર નીવડે!

આપણા પોતાના જ પક્ષમાં શિસ્ત દાખલ કરવાના પ્રશ્નની છણાવટ કરીએ ત્યારે આપણામાંના ઘણાને ચિંતા અને ઉદ્વેગ ઉપજાવનારા એક પ્રશ્નની પણ આપણે વિચારણા કરવાની રહે છે. મજૂરસંઘ અને કિસાનસભા જેવી સંસ્થાઓ અને હિંદી રાષ્ટ્રિય મહાસભાની સાથેના એના સંબંધોની હું વાત કરી રહ્યો છું. આ પ્રશ્ન પરત્વે આપણે ત્યાં બે વિચારો પ્રવર્તે છે. કોંગ્રેસની બહારની સંસ્થાઓને તિરસ્કારનારો એક પક્ષ અને એવા પક્ષોને ઉત્તેજન આપનારો બીજો પક્ષ. મારું પોતાનું માનવું છે કે આવી સંસ્થાઓ પરત્વે બેદરકાર રહીને કે એમને ધિક્કારીને આપણે આવી સંસ્થાઓનું અસ્તિત્વ મીટાવી શકીશું નહિ. આજે તો એ છે નક્કર હકીકતો રૂપે. અને જ્યારે એવી સંસ્થાઓનો ઉદ્‌ભવ જ થયો છે અને એ સંસ્થાના વિસર્જન થવાના કોઈ ચિહ્ન દેખાતા નથી ત્યારે એટલું તો ફલિત થાય છે કે આવી સંસ્થાઓની પાછળ ઐતિહાસિક જરૂરત કામ કરી રહી છે. ઉપરાંત વળી આવી સંસ્થાઓ બીજા દેશોમાં પણ મળી આવે છે. આપણને એ ગમે કે ન

ગમે તો પણ આપણે એમના અસ્તિત્વ સાથે સમાધાન કરવું જ રહ્યું. પ્રશ્ન તો એ છે કે કોંગ્રેસ એની સાથે કેવી રીતે વર્તે છે તે જોવાનું છે. રાજકીય સત્તા હાથ ધરવા માટે, જન સંગ્રામ ખેલવાની પ્રણેતા હિંદી રાષ્ટ્રિય મહાસભા સામે આવી સંસ્થાઓ એક પડકાર રૂપે છે એમ લગીરે લાગવું જોઈએ નહિ. અને એટલે જ એમને કોંગ્રેસના ધ્યેયમાંથી પ્રેરણા મેળવવી જોઈએ ને કોંગ્રેસ સાથે સહકારથી કાર્ય કરતા રહેવું જોઈએ. અને આ સિદ્ધ કરવા માટે બહુ જ મોટા જથ્થામાં મજૂરસંઘના કાર્યોમાં કોંગ્રેસ કાર્યકર્તાઓએ પણ ભાગ લેવો જોઈએ. અને મને તો લાગે છે કે, સંઘર્ષમાં આવ્યા વિના કે વિરોધાભાસી લાગ્યા વિના આ કાર્ય ઘણી સહેલાઇથી થઇ શકે. આ બંને સંસ્થાઓ જો કામદારો અને કિસાનોની આર્થિક અડચણો હાથ ધરે અને રાષ્ટ્રની રાજદ્વારી મુક્તિ માટે ઝઝુમનારી દરેકની સાર્વજનિક સંસ્થા તરીકે જો કોંગ્રેસને માને તો કોંગ્રેસ અને આ સંસ્થાઓના સહકારનું કાર્ય ઘણું જ સહેલું થઈ જાય.

એટલે કે આ બાબત આપણને કામદારો અને કિસાનોની સંસ્થાઓના કોંગ્રેસ સાથેના સંયુક્ત જોડાણના ગુંચવાડાભર્યા પ્રશ્ન પર આણી દે છે. વ્યક્તિગત રીતે મારી દૃઢ માન્યતા છે કે, સર્વ પ્રગતિકારક ને શાહી વિરોધી સંસ્થાઓને કોંગ્રેસની અસર તળે અને હાથ નીચે લાવવા માટે આપણે આ જોડાણ કરી આપવાના દિવસો આવી રહ્યા છે. અલબત્ત આ જોડાણની પદ્ધતિ અને કેટલી હદ સુધી તે માન્ય રાખવું એને વિશે મતભેદને અવકાશ છે. અને આવી સંસ્થાઓની અચળતા અને નીતિરીતિનો આપણે બારીક અભ્યાસ કર્યા પછી જ આવા જોડાણને સંમતિ આપી શકાશે. રશિયામાં ઓકટોબરની ક્રાંતિ વેળા કામદારો, કિસાનો અને લશ્કરી સિપાહીઓના સંઘોના સંયુક્ત મોરચાએ ઘણો જ મહત્વનો ભાગ ભજવ્યો હતો. જ્યારે બીજે પક્ષે ગ્રેટ બ્રિટનમાં તો મજૂરપક્ષની રાષ્ટ્રિય કારોબારી પર બ્રિટિશ કામદારસંઘ સાવ સાધારણ જ અસર પાડી શકે છે એ આપણે જાણીએ છીએ. જો જોડાણ થાય તો હિંદમાં, કામદારસંઘ

અને કિસાન સભા જેવી સંસ્થાઓ હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસ પર કઈ જાતની અસર પાડી શકશે એનો આપણે વિચાર કરવાનો રહે છે. આપણે ભૂલીએ નહિ કે કામદાર સંઘ અને કિસાન સભાના તાત્કાલિક આર્થિક મૂંઝવણોના પ્રશ્નો સંકળાયલા નહિ હોય તો એ સંસ્થાઓનાં ધ્યેય ક્રાંતિકારી નહિ હોય. કોઈ પણ સંજોગોમાં, સંયુક્ત જોડાણના પ્રશ્નથી જુદા પડીને પણ, રાષ્ટ્રિય મહાસભા અને બીજી શાહીવિરોધી સંસ્થાઓનો દઢીભૂત ગાઢ સંબંધ હોવો જોઇએ. શાહીવિરોધી સંસ્થાઓ કોંગ્રેસનાં સિદ્ધાંત અને પદ્ધતિને અપનાવે તો આ કાર્યમાં ઘણી સરળતા થઇ જાય.

કોંગ્રેસ સમાજવાદી પક્ષ જેવા પક્ષ કે સંઘો ઊભા કરવાની બાબતમાં ઘણી ચર્ચાઓ થઈ છે. હું સમાજવાદી પક્ષનો સભ્ય નથી, તો પણ હું કહી દઉં કે એ સમાજવાદી પક્ષના સામાન્ય સિદ્ધાંતો અને પદ્ધતિનો તો હું પ્રથમથી જ સ્વીકાર કરતો આવ્યો છું; સૌ પ્રથમ તો ઉદ્દામવાદી તત્ત્વોએ પોતાનો એક પક્ષ બનાવી દેવો જોઇએ. બીજું, આ નાનો ઉદ્દામવાદી પક્ષ સ્વભાવે સમાજવાદી હોય તો જ એના ધ્યેયનું મહત્વ છે. કેટલાયે મિત્રો આવી નાની સંસ્થાને પક્ષ કહેવા સામે વિરોધ કરે છે, પરંતુ મારે મન તો તમે એને નાનો સંઘ, વિભાગ કે લીગ કે પક્ષ ગમે તે કહો તે અગત્યનું નથી. રાષ્ટ્રિય હિંદી મહાસભાના બંધારણની સીમાની અંદર રહીને ઉદ્દામવાદીઓ સમાજવાદી કાર્યક્રમ હાથ ધરી શકે એવી પૂરી શકયતા છે. તે પછીથી એને સંઘ, લીગ કે પક્ષ સારી રીતે કહી શકાશે. પરંતુ કોંગ્રેસ સમાજવાદી પક્ષ કે એવી જ નીતિ ધારણ કરેલા બીજા કોઇ પક્ષની નીતિ ઉદ્દામવાદીના જેવી જ હોવી જોઇએ. આપણે માટે સમાજવાદ તાત્કાલિક ઉકેલ તરીકે નથી; જો કે રાજકીય સ્વતંત્રતા મેળવી લીધા પછી સમાજવાદ અર્થે રાષ્ટ્રને તૈયાર કરવા માટે સમાજવાદી પ્રચારકાર્યની જરૂર છે ખરી. અને સમાજવાદમાં માનતા તેમજ એ ધ્યેય માટે જ જીવતા કોંગ્રેસ સમાજવાદી પક્ષ જેવા કોઈ પક્ષ દ્વારા એ પ્રચારકાર્ય ચાલુ રાખવાનું છે.

છેલ્લા થોડા વર્ષોથી એક પ્રશ્નમાં હું અંગત રીતે અત્યંત રસ ધરાવી રહ્યો છું. આજ આપ સૌ આગળ એનો હું સ્ફોટ કરવાનો છું– એ છે ભારતની વિદેશ નીતિ ને આંતરરાષ્ટ્રિય સંબંધોના વિકાસનો પ્રશ્ન. આ કાર્યને હું ઘણું જ મહત્વ આપી રહ્યો છું કારણ હું માનું છું કે આવતા વર્ષોમાં આપણી હિંદની લડતને આંતરરાષ્ટ્રિય સંબંધો વિશેષ મદદરૂપ થઇ પડશે. પરંતુ દરેક તબક્કે જગતની પરીસ્થિતિનું આપણને સાચું દર્શન હોવું જોઇએ અને એનો લાભ કેવી રીતે ઉઠાવવો એ પણ આપણે જાણવું જોઇએ. આપણી સામે ઇજિપ્તનો બોધપાઠ દાખલા રૂપ છે. બંદુકમાંથી એક પણ ગોળી છોડયા વિના ગ્રેટબ્રિટન સાથે ઇજીપ્તે મૈત્રીના કરાર મેળવ્યા, કારણ ? ભૂમધ્યમાં એંગ્લો–ઇટાલિયન તંગ વાતાવરણ વેળા કેવી રીતે લાભ ઉઠાવવો તે એ અચ્છી રીતે જાણતું હતું.

સૌ પ્રથમ આપણી વિદેશનીતિ પરત્વે મારે સૂચન કરવાનું છે. કોઇ પણ રાષ્ટ્રના આંતરિક રાજકારણ યા તો એની પરિસ્થિતિની આપણા ઉપર કંઇ પણ અસર થવી જોઈએ નહિ. ભલે રાજકીય વિચારો ગમે તે હોય પરંતુ દરેક દેશમાં સ્ત્રી અને પુરુષો હિંદી આઝાદી પરત્વે સહાનુભૂતિ કેળવશે જ. આ બાબતમાં આપણે રશિયન મુત્સદ્દિગીરીમાંથી બોધપાઠ મેળવવો જોઈએ.

સોવિયેટ રશિયા છે તો સામ્યવાદી રાજ્ય, તથાપિ એના મુત્સદ્દિઓ બીન સમાજવાદી રાજ્યો સાથે મૈત્રી બાંધતાં અચકાયા નથી અને કોઇ પણ ખૂણામાંથી આવતી સહાનુભૂતિ કે ટેકામાં એમણે ઓટ આણી નથી. આમ હિંદ પ્રત્યે સહાનુભૂતિ ધરાવનાર નરનારીઓનું કેન્દ્ર પ્રત્યેક મહાનગરમાં સ્થપાય એવું આપણું ધ્યેય હોવું જોઇએ.

તો આવા કેંદ્રસ્થાનો ઉભા કરો ને વિકસાવો; વિદેશી પત્રો દ્વારા, હિંદી ફિલ્મો દ્વારા, અને કલાપ્રદર્શનો દ્વારા પ્રચારકાર્ય અતિ ઉપયોગી નિવડશે: દાખલા તરીકે કલાપ્રદર્શનો દ્વારા ચીનાઓએ યુરોપમાં અપ્રતિમ

ખ્યાતિ મેળવી લીધી છે. ને સૌથી વધુ તો વ્યક્તિગત સંબંધો જરૂરી છે. આવા વ્યક્તિગત સંબંધો વિના બીજા દેશોમાં ભારતવર્ષને પ્રસિદ્ધિ અપાવવાનું મુશ્કેલ બનશે. વિદેશમાંના હિંદી વિદ્યાર્થીઓની જરૂરતોની આપણે જો સંભાળ રાખીએ તો એ લોકો પણ આ કાર્યમાં ઘણી જ મદદ કરે. વિદેશના હિંદી વિદ્યાર્થીઓ અને હિંદની રાષ્ટ્રિય મહાસભા વચ્ચેના સંબંધો વધુ નિકટના થવા જોઇએ. આપણા હિંદની કેળવણી વિષયક તેમ જ સાંસ્કૃતિક ફિલ્મો જો દરિયાપાર મોકલવામાં આવે તો, મને ચોક્કસ ખાતરી છે કે, ભારતવર્ષ અને એની સંસ્કૃતિ વિદેશના લોકોને પરિચિત થાય ને એના મૂલ્યાંકન યોજાય. અત્યારે આપણા બિનસત્તાવાર એલચી જેવા બીજા દેશોમાં વસતા ભારતવાસીઓ અને આપણા હિંદી વિદ્યાર્થીઓને આ ફિલ્મો ઘણી જ મદદરૂપ થઇ પડે.

'પ્રચાર' શબ્દ મને ગમતો નથી કારણ એની આસપાસ જુઠાણાનું વર્તુલ રચાયલું હોય છે. પરંતુ હું ભારપૂર્વક જણાવીશ કે ભારત અને ભારતીય સંસ્કૃતિની આપણે જગતને જાણ કરવી રહી. હું આ કહું છું કારણ હું જાણું છું કે આવા પ્રયત્નો યુરોપ અને અમેરિકાના પ્રત્યેક દેશમાં સત્કારાશે. આ કામમાં જો આપણે આગળ વધીએ તો ભિન્ન ભિન્ન દેશોમાં આપણી ભાવિ દૂતિક્રિયા—એલચીગીરી માટે આપણે પાર્શ્વભૂમિ તૈયાર કરતા રહીશું. ગ્રેટ બ્રિટન તરફ પણ આપણે બેદરકાર બની શકીએ એમ નથી. આવા તો આવા બ્રિટનમાં પણ હિંદી આશાઓ પ્રત્યે હાર્દિક સહાનુભૂતિ બતાવનાર સ્ત્રી અને પુરુષોનું એક નાનું છતાં પ્રભાવશાળી મંડળ છે. ઊગતી પેઢીમાં, અને ખાસ કરીને વિદ્યાર્થીઓમાં, હિંદ પ્રત્યે રસ અને સહાનુભુતિ ઝડપથી વધી રહ્યાં છે. આની પ્રતીતિ માગનારે ગ્રેટ બ્રિટનની યુનિવર્સિટીઓની મુલાકાત લેવી રહી.

આ કાર્ય સફળ રીતે આગળ વધારવા માટે યુરોપ, એશિયા, આફ્રિકા, તેમજ ઉત્તર, મધ્ય ને દક્ષિણ અમેરિકામાં હિંદી રાષ્ટ્રિય

મહાસભાના વિશ્વાસુ આડતિયાઓ હોવા જરૂરી છે. ભારત માટે ભારે ને ઊંડો રસ છે એવા મધ્ય અને દક્ષિણ અમેરિકા તરફ અત્યારસુધી આપણે બેદરકાર રહ્યા એ ભારે કમનશીબી છે. આંતરરાષ્ટ્રિય વેપારના ક્ષેત્રમાં કામ કરતા હિંદી વેપારી મંડળો દ્વારા તથા સંસ્કૃતિ દ્વારા આંતર-રાષ્ટ્રિય સંબંધો વિકસાવવાના આ કાર્યમાં કોંગ્રેસને સહાય મળવી જોઈએ. ઉપરાંત, પ્રત્યેક આંતરરાષ્ટ્રિય પરિષદ કે સમિતિમાં હાજરી આપવાનો ભારતવાસીઓએ નિશ્ચય કરી લેવો જોઈએ. હિંદ માટેના પ્રચારકાર્ય માટે આવી પરિષદોમાં ભાગ લેવાનો ઘણો જ જરૂરી અને તંદુરસ્ત એવો આ પ્રકાર છે.

આંતરરાષ્ટ્રિય સંબંધોની વાત કરતી વખતે કેટલાકનાં મનમાં રહેલ ખોટા ખ્યાલોને મારે કાઢી નાખવા જોઈએ. આંતરરાષ્ટ્રિય સંબંધોનો વિકાસ એટલે બ્રિટિશ સરકારની વિરુદ્ધનો છૂપો-ભૂગર્ભ પ્રચાર એવું નથી. આપણને એવા છૂપા પ્રચારની જરૂર નથી. આપણી પદ્ધતિ તો ખુલ્લા દિલની ને ઉઘાડી હોવી જોઈએ. હિંદ વિરોધી જે પ્રચાર આજે સારા જગતમાં પ્રસરી રહ્યો છે તે તો એ છે કે હિંદ એક અસંસ્કારી દેશ છે. એથી લોકોએ અનુમાન કરી લીધું છે કે એમને સંસ્કારી બનાવવા માટે બ્રિટિશરોની જરૂર છે. એના પ્રત્યુત્તર રૂપે જગતને આપણે છીએ તેવા બતાવી દેવાનું છે, આપણી સંસ્કૃતિ કેવી છે તેની પિછાન આપવી છે. જો આપણે એટલું કરીએ તો આપણી તરફેણમાં એવી ને એટલી બધી આંતરરાષ્ટ્રિય હમદર્દી મેળવી શકીશું કે જગતની અદાલત સમક્ષ ભારતવર્ષનો કેસ અતિ મજબૂત બની જશે.

એશિયા અને આફ્રિકાના જુદા જુદા ભાગોમાં—ખાસ કરીને ઝાંઝીબાર, કેનિયા, દક્ષિણ આફ્રિકા, મલાયા અને સિલોનમાં—આપણા દેશબાંધવોને વેઠવી પડતી મુશ્કેલીઓ ને અડચણોને સ્પર્શ્યા વિના હું રહી શકતો નથી. એમના કાર્યમાં કોંગ્રેસે હમેશ સક્રિય રસ લીધો છે અને ભવિષ્યમાં પણ એ કાર્ય જારી રખાશે. આપણે જો એમને વિશે વધારે કંઈ કરી શક્યા નથી તેનું

કારણ તો એટલું જ છે કે આપણા પોતાના જ ઘરમાં આપણે પરતંત્ર છીએ. જગતના રાજકારણમાં આઝાદ હિંદ એક તંદુરસ્ત ને બળવાન તત્ત્વ બની રહેશે તેમજ વિદેશમાં વસતા પોતાના દેશભાઇઓના હિતની સંભાળ લઈ શકશે.

આ સંબંધમાં ઇરાન, અફઘાનીસ્તાન, નેપાળ, ચીન, બર્મા, સિયામ, મલાયા રાજ્યો, ઇસ્ટ ઇંડિઝ અને સિલોન વગેરે આપણા પડોશના દેશો સાથે ગાઢ સાંસ્કૃતિક સંબંધો કેળવવાની જરૂરત ને આકાંક્ષા પર મારે વધારે ભાર મૂકવો જોઇએ. આપણને તેઓ વધારે પિછાને ને આપણે એમને વિશે વધુ જાણીએ તો બંને પક્ષો માટે લાભની વાત છે. આપણા જૂના પુરાણા સંબંધો જોતાં ખાસ કરીને બર્મા અને સિલોન સાથે તો વધુ નિકટનો આપણો સાંસ્કૃતિક વ્યવહાર હોવો જોઇએ.

...અંતમાં, આવનારા અનેક વર્ષો પર્યંત આપણા રાષ્ટ્ર માટે મહાત્મા ગાંધી વધુ જીવો એમ સારાયે ભારતની ઉત્કંઠ ઇચ્છા અને પ્રાર્થનામાં આપ સૌના વતી હું મારો યે સુર પૂરાવું છું. એમને ગુમાવવા ભારતવર્ષને પાલવે એમ નથી અને આ ઘડીએ તો નહીં જ નહીં. આપણી પ્રજાને એક રાખવા માટે એમની અત્યંત જરૂર છે.

કડવાશ અને તિરસ્કારની જાળમાંથી આપણા સ્વતંત્ર્ય સંગ્રામને વિમુક્ત રાખવા માટે એમની આવશ્યકતા છે. હિંદી આઝાદીને કારણે એમની જરૂર છે. અને વધુ તો એમની જરૂર છે માનવતાને કારણે. આપણી લડત માત્ર બ્રિટિશ શાહીવાદ સામે નથી, જગત શાહીવાદ સામે પણ છે, અને એ માટે બ્રિટિશ શાહીવાદ કુંચી સમાન છે. એટલે જ આપણે માત્ર હિંદની આઝાદી માટે જ જંગ ખેલતા નથી. પરંતુ આપણે તે ખેલીએ છીએ માનવજાતની આઝાદી માટે પણ. ભારતવર્ષને આઝાદી મળી કે માનવજાત ઉગરી ગઈ માનજો.'

વન્દેમાતરમ

[ ૫ ]

## કોંગ્રેસ પ્રધાનમંડળો

જે જે પ્રાંતોમાં કોંગ્રેસપક્ષ બહુમતિમાં છે ત્યાં ત્યાં પ્રધાનપદો સ્વીકારવા માટે હિંદી રાષ્ટ્રિય કોંગ્રેસની સર્વોપરી કાર્યવાહક સમિતિએ કોંગ્રેસ સભ્યોને સંમતિ આપવાનું નક્કી કર્યું છે. એટલે આપણી સામે ઝઝૂમતા ભયસ્થાનો પ્રત્યે સાવચેત રહેવાની ખાસ અગત્ય છે બ્રિટિશ હિંદના અગિયારમાંથી માત્ર છ જ પ્રાંતોમાં, એટલે કે સંયુક્ત પ્રાંતો, બિહાર, ઓરિસ્સા, મદ્રાસ ઇલાકો, મધ્ય પ્રાંત અને મુંબઇમ કોંગ્રેસનું પ્રધાનમંડળ રચવાનું છે. છતાં સારાયે હિંદભરમાં કોંગ્રેસીઓનુ અને સામાન્ય જનતાનું ધ્યાન, થોડા સમય માટે તો, પ્રધાને અને પ્રાંતિય ધારાસભાના કાર્ય પરત્વે જ કેંદ્રિત થઇ રહેશે. એટલે કે બંધારણીય પ્રવૃત્તિ જ સૌનું લક્ષસ્થાન રહેશે, એ જ વા અગત્યનો ભાગ ભજવશે. આથી અત્યાર સુધી કોંગ્રેસ હસ્તક રહેલી મુખ્ય રાજકીય હથિયાર સમી સવિનય કાનૂનભંગની લડત જેવે બંધારણ બહારની પદ્ધતિઓ પરત્વે દુર્લક્ષ થાય તો નવાઇ નહિ, લોકોના મનમાં માનસિક પરિવર્તન જરૂર દેખાશે અને ઘણાયે કોંગ્રેસી જનોના મનમાં હોદ્દાઓ કબજે કરવાની, એમાંથી સ્વાર્થ સાધવાની વૃત્તિ જન્મશે. જે ઉદ્દામવાદી માનસના ઉછેર માટે આજ વર્ષો થયાં કોંગ્રેસે જહેમત ઉઠાવી છે તેને બદલે ફરી એક વાર આત્મ-સંતોપ અને જાડયનાં મોજાં ફરી વળશે. અનેકમાંની આવી આવી થોડી વિપમ શક્યતાઓના ઓળાઓ, આજે તો પથરાઇ રહ્યા છે.

ાનપદાંનો સ્વીકાર કરવાનું ખોટું છે એમ સિદ્ધાંત તરીકે
ઓમાંનો હું નથી. ધારાસભા તેમજ હોદ્દાઓના સ્વીકારમાં બ્રિટિશ
વફાદાર રહેવાના માર્ગનો સમાવેશ થાય છે એમાં સંદેહ નથી.
ાવી પ્રતિજ્ઞાઓને તો મેં હરહમેશ નિર્ભેળ બંધારણીય પ્રથા જ
છે. ૧૯૨૨ થી ૧૯૨૫ના ગાળા દરમિયાન કોંગ્રેસમંડળોમાં
ા પ્રવેશના પ્રશ્ન વિશે અતિ ઉગ્ર ચર્ચાઓ થતી હતી ત્યારે
ા પ્રવેશના સ્વીકારમાં, તાજ તરફની વફાદારીની પ્રતિજ્ઞા અભિપ્રેત
વિરોધ પક્ષની દલીલો થતી હતી. તેવે વખતે પણ મને તો
ગળે ઉતરતી.જ નહોતી. ડેઇલમાં જવા માટે ડી'વેલેરા બ્રિટિશ
વફાદારીના સોગંદ લે અને એનો ભંગ કરે એમાં નૈતિક
મને સહેજે ખોટું જણાતું નથી. આમાં જે મુદ્દાઓ સમાયા છે
તિના નથી, ઔચિત્યના છે. આ સર્વ મુદ્દાઓનો વિવેકાવિવેક
ચુસ્ત વાસ્તવ દૃષ્ટિથી જ હું તો કરી રહ્યો છું.

મ્યુનિસિપાલિટી વહીવટના મારા જાત અનુભવ ઉપરથી મને ચોક્કસ લાગે છે કે વહીવટના ક્ષેત્રમાં વિજયવંત બનવા ઝીણવટભરી અસંખ્ય વિગતોમાં નિષ્ણાંત થવું જરૂરી છે. એટલે વહીવટમાં હૈયું રેડીને કાર્ય કરવું હોય તો મોટા મુદ્દાઓ હાથ ધરવાનો ફાજલ વખત કે શક્તિ ભાગ્યે જ મળે છે.. વહીવટની નાનામાં નાની વિગતોમાં ઉતરવાની સાથે સાથે, વધુ મોટા પાયારૂપ અગત્યના પ્રશ્નોને પણ હણી શકે એવી વ્યક્તિઓ સાંપડે છે ખરી, પણ વિરલ જ. મને બરાબર યાદ છે કે ૧૯૨૪માં કલકત્તા મ્યુનિસિપલ કોરપોરેશનમાં જ્યારે હું ચીફ એક્ઝીક્યુટીવ ઓફિસર હતો ત્યારે મ્યુનિસિપાલિટીના વહીવટમાં મારે એટલા બધા રચ્યા પચ્યા રહેવું પડતું હતું કે કેમ જાણે કોંગ્રેસમાંથી ખસી ન ગયો હોઉં ! પણ આ કાર્ય માટે હું તો પૂરી સાવચેતી સાથે ગયો હતો કારણ કે અવિરત શક્તિથી કોંગ્રેસ પ્રવૃત્તિઓ આગે બઢાવનારાઓનો અભાવ નહોતો એવી મને ખાતરી મળી ચૂકી હતી.

આઝાદી માટે સંગ્રામ ખેલતા હોય એમણે, મુક્તિ મળતાં, યુદ્ધોત્તર પુનર્રચનાનું કાર્ય હાથ ધરવું પડશે. 'અમારું કાર્ય ખતમ થાય છે' એવા ઓઠા નીચે જવાબદારીથી ઉતરી પડશો એ નહિ ચાલે. એથી રાજદ્વારી પક્ષને વિજય સાંપડે કે તરત જ, એમણે વહીવટ અને સામાજિક પુનર્રચનાના કાર્યમાં તન અને મનથી ખૂંપી જવાનું છે. ને પુરવાર કરી આપવું પડશે કે કોંગ્રેસપક્ષ વિસર્જનની જેમ જ સર્જનનું કાર્ય પણ અસરકારક રીતે, સફળતાપૂર્વક પાર પાડી શકે છે. આ પક્ષ આવી જવાબદારી લે તે પહેલાં એણે એ પણ નક્કી કરવું પડશે કે આતુર નયને ઝંખતા રહ્યા છીએ તે ઘડી આવી છે ખરી ને સ્વાતંત્ર્ય જંગ જીતાઇ ગયો છે કે નહિ? તો મુદ્દાની વાત પર આવું. આપણને મૂંઝવતો પ્રશ્ન આ છેઃ "જેને માટે આપણે તનતોડ પ્રયત્નો કર્યાં છે તે વસ્તુ ૧૯૩૫નો હિંદી સરકાર ધારો આપે છે કે કેમ? ને, થોડા સમય પૂરતી મધ્યસરકારની વાત બાજુ પર રાખીએ તો, એ ધારો આપણને ખરેખરું પ્રાંતિક સ્વરાજ્ય આપે છે?"

કુદરતી રીતે જ આપણો જવાબ છે "ના."

સાચે જ કોઈ એમ પણ દલીલ કરી શકે કે લશ્કરી સંગ્રામની માફક, રાજદ્વારી યુદ્ધમાં પણ મળતી પ્રત્યેક તકનો લાભ ઉઠાવી લેવો અને ધ્યેય તરફ આગે કદમ બઢાવતા જઇએ તેમ તેમ આપણી સ્થિતિ સુદૃઢ કરતાં જવી જોઈએ. વાત સાચી છે. પણ સત્તાની બેઠકો કબજે કરવાના પ્રયત્નોમાં—એના જે મૂલ્ય છે તે જ ધ્યાનમાં રાખીને આપણે વહીવટની ઇંદ્રજાળમાં ઊંડે ઊંડે ગરકી નહિ પડીએ તેમજ પ્રત્યેક રાજકીય પ્રગતિના પ્રથમ પગલા તરીકે લેખાતી ક્રાંતિકારી મનોવૃત્તિને ત્યજી નહિ દઇએ એની ખાતરી આપણને છે ખરી? આજ ખરેખર કોંગ્રેસની પરિસ્થિતિ સૂડી વચ્ચે સોપારી જેવી છે. પ્રથમ કક્ષાના બધા જ કાર્યકર્તાઓ પ્રધાનપદાને હોદ્દે જાય એ વસ્તુ, લગભગ અર્ધ જીતાયા જેવા મુક્તિસંગ્રામને ચાલુ રાખવો હોય તો કોંગ્રેસને પોષાઇ શકે એમ નથી. બીજે પક્ષે જુદા જુદા

પ્રાંતોમાં પ્રથમ હરોળના અગ્રગણ્ય મહાસભાવાદીઓ જ જો કોંગ્રેસી પ્રધાનો નહિ બને તો બંધારણે બક્ષેલી સત્તા અને લાગવગનો સંપૂર્ણપણે ઉપયોગ કરવામાં આપણે નિષ્ફળ નિવડવાના.

૧૯૨૫ થી ૧૯૩૦ ના ગાળામાં હિંદી વડી ધારાસભાના પ્રમુખ તરીકે સ્વ. વી. જે. પટેલ જેવા પ્રથમ કક્ષાના રાજદ્વારી મેધાવાન નરપુંગવે જ જનતાની માગણીને જારી રાખી, બંધારણીય સિરસ્તાને જન્મ આપ્યો ને સરકારી સભ્યોને એમની બેઠકોમાં જ પડી રહેવા દીધા. ઓછી મેધાવાળી બીજી કોઇ પણ વ્યક્તિ એમને સ્થાને નિષ્ફળ ગઇ હોત. અને વી. જે. પટેલની સાથે ગણતરી કરતાં શેખ અન્મુલખાન ચેટીઓ અને અબ્દુલ્લ રહીમો તો એ બદામના પંગુજીઓ જેવા જ દેખાય!

હોદ્દા સ્વીકારની તરફેણ કરનારાઓ વળી એમ પણ કહે કે રાજકીય પક્ષ માટે વહીવટી અનુભવ અનિવાર્ય છે અને નવું બંધારણ એવો અનુભવ મેળવવાની તક આપે છે. પણ આ દલીલ ચપટીમાં ઉરાડી શકાય એમ છે. વહીવટી અનુભવ અને વ્યવસ્થાની કેળવણી બંને એક નથી. કોઇપણ પક્ષ ને વ્યવસ્થાનો અનુભવ મદદ-રૂપ નિવડે છે જ્યારે વહીવટી અનુભવ બીજું કંઇ નહિ તોયે અંતરાયરૂપ તો નિવડે જ નિવડે. પોતાના પુરોગામીઓ પાસેથી સત્તાનો દોર હાથમાં લેતી વખતે, યુદ્ધોત્તર યુરોપના મહાન રાજ્યકર્તાઓ, દરેક જમાનામાં ને વાતાવરણમાં બનતું આવ્યું છે તે પ્રમાણે, પ્રમાણમાં યુવાન હતા અને સાથે સાથે વહીવટી કાર્યના બીનઅનુભવીઓ હતા. મારી દલીલોના સામર્થ્યને સમજવા માટે લેનીન, હિટલર, મુસોલીની અને કમાલપાશા જેવા સફળ ધૂરંધરો પ્રત્યે દૃષ્ટિ કરવી રહી. હકીકત એમ છે કે હિંસક કે અહિંસક ક્રાંતિ પછી નવો વહીવટ જુદી જ જાતનાં સિદ્ધાંત અને વિદ્યાકળા માગી લે છે. નવી પરિસ્થિતિને સફળ રીતે પાર પાડવા માટે, જૂનો અનુભવ સાહસ, કલ્પનાશક્તિ અને તદબીર જેટલો કામ આવતો નથી.

સોવિયેટ રશિયા માટે પંચવાર્ષિય યોજના ઘડનાર કોણ હતા? તુર્કીઓને નવા પ્રજાસત્તાક રાજ્યની બક્ષીસ કોણે આપી? કોણે સ્થાપ્યું ઇટલીનું નવું સામ્રાજ્ય? અવ્યસ્થા ને લાંચરુશ્વતમાંથી નવા ઈરાનને કોણે જન્મ આપ્યો? અનુભવી વહીવટકર્તાઓએ? નહિ જ!

સત્તા અને પ્રત્યાઘાતોનો કેંદ્રવર્તી દુર્ગ (મધ્યસ્થ સરકાર) હજી તો બ્રિટિશ સરકારના હાથમાં છે એ નિશ્ચિત છે. આ તો માત્ર બહારના થાણા જેવી પ્રાંતિક સરકારો જ આપણા હાથમાં આવી છે અને તે યે સંપૂર્ણ તો નહિ જ. આવા સંજોગોમાં, વહીવટની વિગતોમાં જ જો આપણા પક્ષના મુખ્ય વિભાગના કાર્યકરો ખૂંપી જાય તો મુખ્ય ધ્યેયથી પદચ્યુત થયા વિના, આપણો અદમ્ય ઉત્સાહ ગુમાવ્યા વિના, સંપૂર્ણ સ્વાતંત્ર્યનો જંગ આપણે આગળ ધપાવી શકીશું ખરા?

આ પ્રશ્નનો જવાબ અત્યારથી આપવામાં એની ઝાઝી કિંમત નથી, વખત આવતાં હકીકતો જ એનો યોગ્ય પ્રત્યુત્તર આપી દેશે. છતાં હોદ્દા સ્વીકારની તરફદારી કરનાર પક્ષના આ કાર્યમાં રહેલા વિશ્વાસને જો ન્યાય આપવો હોય તો, નજદીકના ભવિષ્યમાં આપણને ઘેરી વળનારી આપત્તિઓ સામે પ્રથમથી સાવચેતી અને તૈયારી કરવાની રહે છે. પ્રથમ પરિચ્છેદમાં આ આપત્તિઓનો ઉલ્લેખ હું કરી ગયો છું. કોંગ્રેસની સર્વોપરી કારોબારી સમિતિએ કરેલા અંતિમ નિર્ણયને ફરી ઉથલાવવાનો આજ મારો મુદ્દો નથી. પરંતુ નવા બંધારણની વધારે પડતી માવજત કરવા જતાં, હિંદી આઝાદીના ધ્યેયને આગળ વધારવું હોય તો જે થોડી ઘણી મુશ્કેલીઓના કાંટાળા માર્ગમાંથી આપણે આપણો રસ્તો કાઢવાનો રહે છે તે જ હું તો બતાવવા માગું છું.

ગરીબાઈ, બેકારી, રોગચાળો, ને નિરક્ષરતાના મહાન પ્રશ્નોને હિંદી મુત્સદ્દીઓએ હાથ ધરવા પડશે. હસ્તગત વિશાળ સાધનસામગ્રીવાળી રાષ્ટ્રિય સરકાર જ આ પ્રશ્નોનો સફળ નિવેડો લાવી શકે. આ પ્રશ્નોને

હાથ ધરવાનો એક વખત નિશ્ચય થયો કે આપણને જરૂર પડશે વ્યવસ્થા અને દોલતની. રાષ્ટ્રિય ઘડતરને મોટા પાયા પર હાથ ધરવા માટે પ્રાંતોમાંના કૉંગ્રેસ પ્રધાનો જરૂરી એવી વ્યવસ્થા ને પૈસા ઊભા કરી શકશે ખરા ? વ્યવસ્થા પૂરતું તો હું એટલું જણાવીશ કે ઉચ્ચ હોદ્દાઓનું મોટા ભાગનું સંચાલન બ્રિટિશરો કરે છે. તદ્દન જુદા જ વાતાવરણમાં તેઓ ઉછર્યા છે. નવા બંધારણ પ્રમાણે, આ બ્રિટિશરોના પગાર, આવક ને પેન્શન, વગેરે પ્રધાનમંડળોની સત્તા બહારના વિષયો હોવાથી એમને પૂરતું સંરક્ષણ આપવામાં આવ્યું છે. આ વિષે એ લોકો સભાન રહેવાના. કૉંગ્રેસ પ્રધાનો જે જરૂરી નવી યોજનાઓ ઘડશે તેને શું આ હોદ્દેદારો માન્ય કરશે ખરા ?

અને જો તેઓ તેમ ન કરે તો પ્રધાનોનું થશે શું ? વચમાં અંતરાયો નાખતી અમલદારશાહી સામે આ સત્યનિષ્ઠ પ્રધાનો સફળ રીતે જંગ ખેલી શકશે ? ઊંચી નોકરીઓના અમલદારોમાં કોઈ પણ જાતનો ફેરફાર તેઓ કરી શકનાર નથી કારણ, એ ખાતું તો આવે છે અનામત વિષયોમાં. પ્રધાનો એ વિષયોને સ્પર્શી શકે એમ નથી. આથી શક્ય તે સર્વોત્તમ રીતે કૉંગ્રેસ પ્રધાનોએ તેમની સાથે કાર્ય કરવાનું રહેશે. જો કે માર્ગમાં અંતરાયો નાખવાની અમલદારોની પદ્ધતિને પરિણામે ઘણીય વખત પોતાના કાર્યો વિફળ જતાં પ્રધાનોને નજરો નજર જોવાં પડશે. ઘણાખરા પ્રાંતોમાં પરસ્પર વિરોધી લાગતી પરિસ્થિતિ ઊભી થશે— કૉંગ્રેસ સરકાર પર હકૂમત ચલાવનારા બ્રિટિશ હોદ્દાદારો કે એમના પ્રથમ હરોળના કૃપાપાત્રો હશે !

વળી આથી વિશેષ ગૂંચવણભર્યો પ્રશ્ન નાણાનો છે. કૉંગ્રેસપક્ષ પ્રથમથી અમુક કાર્યો કરવાનું વચન આપી બંધાઇ ચૂકેલો છે. આથી સરકારી આવકના મૂળમાં ઘા પડશે. વિશાળ પાયા ઉપર રાષ્ટ્રિય ઘડતરના કાર્યમાં ઝૂકાવવાનું પણ અતિ કુંઠિત બનશે. જમીન-મહેસુલમાં ઘટાડો કરવાથી તેમજ આબકારી ખાતાના સંબંધમાં

દારુબંધીની નીતિ દાખલ કરવાથી, પ્રધાનમંડળને બજેટમાં મોટી ખોટનો સામનો કરવો પડશે. બીજા કોઇ પણ દેશમાં નાણાપ્રધાને તરત જ ખર્ચ પર કાપ મૂકી દીધો હોત. ભારતીય પ્રાંતોમાં ઉચ્ચ પદવીધરોના પગારો ને આવકોને સ્પર્શી શકાય એમ છે નહિ. નીચી કક્ષાના હોદ્દેદારોનો પગાર એટલો બધો ઓછો હોય છે કે એમાં કરકસર કરવાને બિલકુલે અવકાશ નથી. પરિણામે આ ક્ષેત્રમાં તો કંઇ પણ ઘટાડો કરવાનો પ્રશ્ન જ રહેતો નથી. લશ્કર, રેલ્વે, પોસ્ટ, ને તાર ને જકાત સર્વ મધ્યસ્થ સરકારના વિષયો હોવાથી એમાં પણ ઘટાડો કે વધારો કરવો શક્ય નથી. હિંદ પાસે સોનાનો પુષ્કળ અનામત જથ્થો હોવાથી કોઇ પણ પ્રાંતિક સરકાર નાણાકીય ફુગાવા દ્વારા વધુ નાણા સહેલાઇથી મેળવી શકે, છતાં, એ શક્ય નથી, કારણ નાણા ખાતું પણ મધ્યસ્થ સરકાર પાસે છે, આવા સંજોગોમાં પ્રાંતિક સરકારો પાસે એક જ વિકલ્પ છે. રાષ્ટ્રને ઘડનારી પ્રવૃત્તિઓ ચલાવવા માટે એમણે મોટી લોનો જ માગવી રહી. પરંતુ પ્રાંતિક ધારાસભાની સંમતિ માટે ગવર્નર આવી લોનની ભલામણ કરશે ખરા ? ધારાસભાના બંધારણ અનુસાર મંજૂરી આપવાની આવે ત્યારે આવી લોનને લોર્ડ લિન્લીથગોની પ્રત્યાઘાતી મધ્યસ્થ સરકાર મંજુર કરશે ? અને જો આમ ન થાય...તો કોંગ્રેસ પ્રધાનમંડળો સમક્ષ નિરાશાનો હાઉ ખડે પગે તૈયાર જ છે.

આ સર્વ મુદ્દાઓ લક્ષ્યમાં રાખી, કોંગ્રેસ પ્રધાનો ઉત્તમોત્તમ શું પ્રાપ્ત કરી શકે એ આપણે જોઇ લઇએ. પ્રથમ તો રાજદ્વારી કેદીઓને મુક્તિ આપવામાં આવે, દમનબાજ કરનારા કાયદા કાનૂનો ને વટહુકમો પાછા ખેંચી લે. જનતાને વધારે સ્વતંત્ર રીતે વિહરાવા દે. બીજું, પ્રાંતિય વહીવટમાં નવો પ્રાણ પૂરે અને તમામ વર્ગના સરકારી અમલદારો માટે–ખાસ કરીને પોલિસો માટે–જાહેર સેવાના કાર્યનો નવો આદર્શ સ્થાપિત કરે. આમ કરવાથી વર્તમાન સરકારી હોદ્દેદારો અને નોકરો પાસેથી તેઓ વધુ કાર્ય લઇ શકશે અને વહીવટી તંત્રનું ધોરણ ઊંચું આણી શકાશે.

ત્રીજું, શક્ય હોય ત્યાં ત્યાં સરકારી સહકાર આપીને તેઓ કોંગ્રેસના રચનાત્મક કાર્યને ઘણો વેગ આપી શકે. ચોથું, જ્યારે જ્યારે સરકારી કોઠારોમાં માલ ખરીદવાનો હોય ત્યારે ત્યારે વિદેશથી આયાત થતા માલને બદલે, ખાસ કરીને હાથે કાંતેલી ને હાથે વણેલી ખાદી જેવા ઘરમાં બનેલા માલને સ્વીકારી સ્વદેશી ઉદ્યોગોને તેઓ ઉત્તેજન આપી શકે. પાંચમું, સામાજિક સુખાકારી, જનસ્વાસ્થ્ય વગેરે બાબતોમાં તેઓ લાભદાયી નવા કાયદાઓને અમલમાં મૂકવાની પહેલ કરી શકે—અલબત્ત વધારેનો ખર્ચ થતો ન હોય એવા જ ધારાનિર્માણને પ્રસ્થાપિત કરવાની વાત હું કરી રહ્યો છું. છઠ્ઠું, પોતાના અનુગ્રહની સંભાળપૂર્વકની વહેંચણી કરીને તેઓ પ્રાંતમાં રાષ્ટ્રિય તત્ત્વોનું બળ વધારી શકે અને એમ કરતાં રફતે રફતે પ્રત્યાઘાતી બળોને નબળાં બનાવી શકે. સાતમું, આમજનતાની દોલત, કર ભરવાની એની શક્તિ અને બેકારીના પ્રમાણને નિશ્ચિત કરવા માટે આખા યે પ્રાંતનો સમગ્ર આર્થિક તાગ કાઢવાનું કાર્ય તેઓ હાથ ધરી શકે. આઠમું, અમુક ખાતાઓમાં થોડા થોડા ઘટાડાઓ કરી શકાય. નવમું, મધ્યમાં આવતા સમવાયી-તંત્રમાં, પોતાની સત્તાની રૂએ, અંતરાયો ઊભા કરી એને પડકારી શકે. અને છેલ્લું પણ અગત્યનું પોતાના દાખલાથી બાકીના પાંચ પ્રાંતના બિન-કોંગ્રેસી પ્રધાનમંડળો પર પૂરેપૂરો ધડો બેસાડી શકે.

પરંતુ આ સર્વ તો છે નાના નાના સુધારાઓ. આ બધું થોડા સમય માટે જનતાને સંતોષ આપી શકાશે, હરહંમેશ માટે નહિ. પ્રથમ વર્ષ પૂરું થયા પહેલાં ગરીબાઇ, બેકારી, રોગચાળો, નિરક્ષરતા વગેરે પાયાના પ્રશ્નો વળી પાછા ગંભીર સ્વરૂપ ધારણ કરશે ને તાત્કાલિક ઉપાય માગી લેશે. મધ્યમાં પ્રત્યાઘાતી સરકાર ઝઝૂમતી હોય ત્યારે, ને પ્રાંતે પ્રાંતની નાણાવિષયક તંગીના ભય સામે કોંગ્રેસ પ્રધાનમંડળો શું જનતાની આ માગણીને પહોંચી શકશે? નાણાની ધીરધાર તેમજ સાખ પર અપાતા નાણાની સગવડતા ઝડપથી વિસ્તૃત કરવાની સાથે સાથે, ખેતીવાડીને વિકસાવીએ, રાષ્ટ્રીય ઉદ્યોગોને સંજીવની બક્ષીએ તો જ ગરીબી

અને બેકારીને ટાળી શકાય. અને આમાં પાછું જોઇએ વધારે રોકાણ. રોગચાળો નાબૂદ કરવા માટે એક બાજુ પ્રથમથી જ રોગનિદાન ને રોગ નિવારવાના પગલાં ભરવાં માટે તો, બીજી બાજુ રમત ગમતના ઉત્તેજન માટે ને શારીરિક સંપત્તિ ખીલવવા માટે ઘણા મોટા પાયા પર મુડીનું રોકાણ જોઇએ. નિરક્ષરતાનું નિકંદન કાઢવું હોય તો બાળકો અને વૃદ્ધો માટે ફરજિયાત પ્રાથમિક કેળવણી અપાવી જોઇએ. પ્રધાનો પાસે હાથપર મોટા ફંડફાળાઓ હોય તો જ આ શક્ય છે. જગતના આજના પ્રગતિકારક રાષ્ટ્રો પણ આ મુખ્ય પ્રશ્નો સંતોષકારક રીતે ઉકેલી શક્યા નથી. પ્રાંતોમાં અને દિલ્હીમાં લોકપ્રિય સરકાર સત્તા પર હોય, પ્રાંતો અને મધ્યસ્થ સરકાર નો સંપૂર્ણ સહકાર હોય તો જ આ પ્રશ્ન સફળતાથી હાથ ધરી શકાય. આ ઉપરાંત મારી દૃઢ માન્યતા છે કે પછાત અને ગરીબ ગણાતા હિંદ દેશને ઘણી અપૂર્ણતાઓ પૂર્ણ કરવાની છે. અને જુનવણી નાણાકીય માન્યતાઓ અને જૂની પેઢીના સિદ્ધાંતોને અનુસરવાથી આ સઘળી ખોટ પૂરાઇ જનાર નથી. પરિણામે હું જોઈ શકું છું કે નજદિકના ભવિષ્યમાં જ એવો વખત આવશે કે પોતાના છૂટક છૂટક સુધારાના કાર્યક્રમનો અગત્યનો ભાગ પાર પાડી દીધા પછી કોંગ્રેસ પ્રધાનોને થશે કે જ્યાં સુધી દિલ્હીમાં પ્રજાકીય સરકાર સ્થાપાઇ નથી ને દેશના લોકોને સંપૂર્ણ સત્તા સુપરત કરવામાં આવી નથી ત્યાં સુધી, આથી વધુ પ્રગતિ શક્ય નથી.

પરંતુ આ તબક્કે પહોંચ્યા સુધીમાં કોંગ્રેસ પ્રધાનમંડળોનું કાર્ય અત્યંત સરળતાથી પાર પડી જશે એમ પણ માનવાનું કારણ નથી. સારીયે હોદ્દેદારી કારકિર્દી દરમિયાન પડછાયા રૂપે પાછળ પાછળ અનુ-સરનારી બે મુખ્ય મુશ્કેલીઓ પ્રતિ મેં આંગળી ચીંધી દીધી છે—નાણાની ન્યૂનતા અને ઉચ્ચ હોદ્દેદારોના હક્કો. પ્રથમ મુદ્દાને વધુ સ્પષ્ટ કરવાની જરૂર નથી પરંતુ બીજાનો હું દાખલો આપું. આપણે કોઇ એક નોકરીનો દાખલો લઇએ. દા. ત. હિંદી તબીબીખાતું. નવી યોજના પ્રમાણે બ્રિટિશરોનો આંક તો એનો એ જ રહેશે પરંતુ હિંદીઓની સંખ્યા ઘટાડીને ૧૯૮ની

કરવામાં આવશે. અને આ સંખ્યામાંથી ટૂંક મુદતી ખાતામાં ૫૮ હોદ્દેદારો હશે. હિંદી તબીબીખાતાના હોદ્દેદારોના મૂળ વેતનમાં ભવિષ્યમાં ઘટાડો થશે, તેમ છતાં, એ જ તબીબી નોકરીના હિંદી સભ્યોને નહિ આપવામાં આવનારા, દરિયાપારના મુસાફરી ભથ્થામાં ઘણો વધારો કરીને એ ખોટ પૂરી કરવામાં આવશે. આમ નવી યોજના પ્રમાણે, બ્રિટિશ સભ્યોને મુકાબલે, હિંદી તબીબી ખાતાના હિંદી સભ્યોની પરિસ્થિતિ આજે છે તેના કરતાં ઘણી જ વધારે ખરાબ થઇ જશે. અને આ ખરાબીમાં જાણે ઉમેરો કરવાનો હોય તેમ દેશના ઉત્તમોત્તમમાંના થોડા જિલ્લાઓ અને તબીબી કોલેજના ઉત્તમોત્તમમાંની થોડી પદવીઓ પણ બ્રિટિશરો માટે અનામત રાખવામાં આવશે. આ પ્રમાણેની પરિસ્થિતિ માટે કોંગ્રેસ પ્રધાનો લગીરે જવાબદાર નહિ હોય છતાંયે, સુમાહિતગાર મંડળો ને કેળવાયલો વર્ગ પ્રધાનોની સ્થિતિની નિરર્થકતા સમજી શકશે તોપણ, આમ વર્ગ તો એમને નિંદવાનો જ. ઉચ્ચ નોકરીઓમાં હિંદી તત્ત્વ દાખલ કરવાની અશક્તિ તેમજ બ્રિટિશ અમલદારોને મળતા અઢળક પગાર અને ભથ્થાંઓને ઘટાડવાની પ્રાંતિક સરકારની અશક્તિ પરત્વે જનસામાન્ય તો પ્રહાર પર પ્રહાર કર્યે જ જવાનો. છયે પ્રાંતોમાં કોંગ્રેસ પ્રધાનોની પરિસ્થિતિ મેળ વિનાની બની રહેશે. કાયદેસર રીતે હિંદી તબીબી નોકરીના હોદ્દેદારોના તેઓ ઉપરી અધિકારી હશે છતાં એ હોદ્દેદારોને મળતા એક પણ હકને તેઓ અડકી શકનાર નથી. ઉચ્ચ નોકરીઓની બીજી શાખાઓની પરિસ્થિતિ પણ આ હિંદી તબીબી નોકરીની સમાન કક્ષાની જ હશે.

છયે પ્રાંતોમાંના કોંગ્રેસ પ્રધાનોનું જો આવું ભાવિ નિર્માણ થયું હોય તો બીજા પાંચ પ્રાંતોવાળા સાવ નિર્બળ ને માત્ર પોતાનો હોદ્દો જેમ તેમ કરી ટકાવી રાખવાના ધ્યેયવાળા ઘણા પ્રધાનો બિચારાઓનું પ્રગતિનું પાનું કેવા આંકોથી અંકિત હશે તેનો ખ્યાલ સહેજે આવી શકશે.

દાખલા તરીકે, છેલ્લા ચાર માસ દરમિયાન બંગાળમાં પ્રધાન-મંડળની સિદ્ધિઓ, ખરું જોતાં અસિદ્ધિઓ, એમના ભવિષ્યના કાર્યના પડછાયારૂપે છે. કોઇ પણ લોકપ્રિય પ્રધાનમંડળના કાર્યક્રમના પ્રથમ મુદ્દા સમું કાર્ય—સર્વ રાજદ્વારી કેદીઓની મુક્તિનું કાર્ય—હાથ ધરવાની એમની હિંમત નહોતી, છે પણ નહિ. ચાલીશ લાખ નહિ તોયે ઓછામાં ઓછા ત્રીસ લાખ આદમીઓની આબાદી ને સુખાકારીનો આધાર છે એવા બંગાળના મુશ્કેલ શણ પ્રશ્નનો સંતોષકારી ઉકેલ હાથ ધરવા માટે એ પ્રધાનમંડળ પાસે શી આશા રાખી શકાય વારુ ? ૧૯૩૬ના ફેબ્રુઆરીમાં હું ડબ્લિનમાં હતો ત્યારની યાદ મને તાજી થાય છે. ખેતીવાડીને ઉદ્યોગ-ખાતાના પ્રધાનો સાથે લગભગ આવા જ કંઇ પ્રશ્નો હું ચર્ચી રહ્યો હતો. અમારી ચર્ચાના વિષયો આવા હતા—સ્વતંત્ર્ય આયર્લેંડમાં ઉત્તમોત્તમ પાક ઉગાડવાના કાર્ય પરનો પ્રતિબંધ, ખંડની મીલોના ઉદ્યોગોના જરૂરત સાથે એનો સંબંધ, અને તે દેશમાં ઉત્પન્ન થયેલી ખાંડ માટેનું બજાર. ત્યારે જ મને પ્રતીતિ થઇ કે અગર જો કલકત્તા અને દિલ્હી ખાતે પ્રજાકીય રાષ્ટ્રિય સરકારનો અમલ હોય, તો બંગાળના શણના પ્રશ્નો કેટલી બધી સહેલાઇથી ઉકલી જાય એવા છે ! હજીયે હું માનું છું કે બંધારણની પરિમિતતામાં રહીને પણ શણના પ્રશ્નો ઉકેલવામાં બંગાળનું લોકપ્રિય પ્રધાનમંડળ ઘણું મેળવી શકે—સ્થાપિત હિતો સામે લડવાની એનામાં તાકાત હોય તો. હા, શણ વાવનારાઓને નિભાવવા માટે વધારાના નાણાની જરૂર પડે ત્યારે પ્રધાનમંડળના હાથ બંધાઇ જાય ખરા. પણ બુદ્ધિમંદ અને સાહસભીરુ વર્તમાન પ્રત્યાઘાતી પ્રધાનમંડળોથી તો, ખરે, કશું જ નિપજવાનું નથી.

તો શું, પ્રધાનપદના સ્વીકારની નીતિ દ્વારા મહત્વની કોઈપણ વસ્તુ સિદ્ધ નહિ થઇ શકે ? હરગીઝ નહિ. મહાસભાવાદીઓના મોટા ભાગના લોકો સાથે હું સહમત થતો નથી ને મહાસભાવાદી પ્રધાનમંડળોના કાર્યો દ્વારા સદાકાળના સુધારાઓ થઇ શકશે એમ હું માનતો નથી. તેમ છતાં હું ધારું છું કે હોદ્દાસ્વીકારની નીતિનો પૂરેપૂરો લાભ લેવો શકય છે, ને

હિંદી સ્વાતંત્ર્યજંગને આગે બઢાવવો પણ શક્ય છે. પરંતુ એ સિદ્ધ કરવા માટે સતત જાગૃત રહેવું પડશે અને શેખી મારનારા વિનીત સંઘમાં આપણે મહાસભાનો વિનિપાત કદીએ થવા દઈએ નહિ. મરજી મુજબ વર્તવા દેવામાં આવે તો, કોંગ્રેસમાં એવા યે લોકો ઘણી મોટી સંખ્યામાં છે કે પીછેહઠ કરી, બંધારણવાદના વધુ એશઆરામી માર્ગ ઉપર ચઢી જવાનું તેઓ પસંદ કરે.

હોદ્દાસ્વીકાર દ્વારા પરિણમતો મોટામાં મોટો લાભ આ છે: બ્રિટિશ સરકારની કાયદેસરની વારસદાર તો મહાસભા જ છે અને વખત આવતાં ભારતવર્ષનું તમામ સરકારી સુકાન મહાસભાપક્ષના હાથમાં આવી જશે એવી માન્યતા જનતામાં પ્રેરાશે. કોંગ્રેસ પ્રધાનોની કૃપાથી આપણને જે કંઈ મળવાનું હોય તેમાં સ્થૂળ લાભ કરતાં, નૈતિક લાભ અનેકગણો વિશેષ છે. બીજું, નિર્બળ મનના મહાસભાવાદીઓને સત્તાસ્વીકારના રસને લીધે, બલિદાન અને યાતનાથી અંકિત એવી અનેક પ્રવૃત્તિઓને અનેકગણી આગળ ધપાવવાની અણખૂટ પ્રેરણા મળશે, અને આત્મશ્રદ્ધાનો વિકાસ સાધવામાં લોકોને પ્રોત્સાહિત કરશે. ત્રીજું, માત્ર બહારથી જ નહિ, પરંતુ પ્રાંતિય સરકારોના માધ્યમ દ્વારા પણ ઠોકી બેસાડવામાં આવનારા સમવાયતંત્રનો સામનો કરવા માટે કોંગ્રેસને એ શક્તિ આપશે. આ બાજુના પ્રતિકારને પરિણામે સમવાયતંત્રની યોજનાને આખરી શિકસ્ત આપી એનું નિકંદન કાઢી શકાયું તો કોંગ્રેસને શિરે યશમુગટની એક કલગી ચઢી ગઈ સમજજો. છેલ્લું પણ અગત્યનું, હોદ્દાસ્વીકાર દ્વારા, હિંદને અને જગતભરને પોતાના જાતવહીવટના અનુભવ દ્વારા, કોંગ્રસ દાખલો બેસાડી શકશે કે ૧૯૩૫ના બંધારણની પરિમિત સીમાઓમાં વિસ્તૃત સામાજિક પુનર્રચના માટે બહુ જ ઓછો અવકાશ છે. દિલ્હી અને વ્હાઈટ હોલના પ્રત્યાઘાતી દુર્ગ સામે અંતિમ આક્રમણ માટે, આ અનુભવ, મહાસભાને અને મોટા ભાગના રાષ્ટ્રને, માનસશાસ્ત્રીય રીતે, તૈયાર કરી દેશે.

હોદ્દાસ્વીકારથી જો આ ચાર પરિણામો આવે તો. વ્યક્તિગત રીતે મને ઠીક ઠીક સંતોષ થશે. આપણામાંના જેમને હોદ્દાસ્વીકારમાં નીતિ તરીકે શ્રદ્ધા ન હોય, પણ, આવી પડેલા નક્કર સત્ય તરીકે મૂગા મૂગાં બંધાઇ જવાનું જ માત્ર હોય એમણે, કોંગ્રેસ પ્રધાનમંડળ માટે વહેતી મૂકાયલી દશવાર્ષિય કાર્યક્રમની વાતો સામે આપણા દેશબાંધવોને ચેતવણીના સૂર સંભળાવવા રહ્યા. આવી વાતો વહેતી મૂકનારા છે કેટલાક મહાસભાવાદીનેતાઓ–કદાચ ભાવિ માટે સ્થાયી નીતિ તરીકે બંધારણવાદ અપનાવી લેવાની એમને લાલચ રહી જતી હોય એમ પણ બને !

મહાત્માગાંધી, પંડિત જવાહરલાલ નહેરુ, સરદાર વલ્લભભાઇ પટેલ, બાબુ રાજેંદ્રપ્રસાદ વગેરે અગ્રગણ્ય મહાસભાવાદી મોવડીઓ, પ્રધાનપદાં તો શું પણ ધારાસભાઓમાંથી યે દૂર રહ્યા છે એ આનંદની વાત છે. મહાસભા ધારાસભા પ્રવૃત્તિની જાળના ગૂંચવાડામાં અટવાઈ નહિ જાય અને એમ કરી, બંધારણીય મંડળ તરીકે જ એ ખૂંપી નહિ રહે એની ખાતરી આથી આપણને મળી જાય છે. ('બંધારણીય' શબ્દને અતિ સંકુચિત અર્થમાં જ હું વાપરી રહ્યો છું)

કોંગ્રેસ પ્રધાનો એમના હોદ્દા ઉપર સ્થાયી રહી શકે, અને કોંગ્રેસ, સર્વોપરી સત્તાના સૂચનાઓનું તેઓ બરાબર પાલન કરે તેની સઘળી સંભાળ આ લોકનેતાઓ રાખશે. આ કરતાં યે સૌથી વધુ અગત્યની વાત બીજી છે. મહાત્માગાંધીએ સમયપૂરતો ક્ષેત્રસંન્યાસ સ્વીકાર્યો તો છે તથાપી એ તો છે એવાને એવા જ જાગ્રત. અતીવ રસથી ચાલુ બીનાઓનું એ બારીક નિરીક્ષણ કરી રહ્યા છે. ને એટલે જ દરેકને પ્રતીત થશે કે સંજોગો આવે, અને આવે એમ લાગે છે, તો ફરી એકવાર તેઓ કાર્યરત બનશે, કોંગ્રેસને બંધારણીય પ્રવૃત્તિ ત્યજી દેવાનું સત્વર ફરમાન કાઢશે, ને ભારતવર્ષને પૂર્ણસ્વરાજ હાંસલ કરાવવા, મહાસભા આખરી જંગ ખેલી લે એટલા માટે, પોતે સામુદાયિક સત્યાગ્રહની ધ્વજપતાકા ફરી એક વાર ફરકાવશે.

[ચૂંટણી જંગ પછી પ્રધાનપદાંની રચનાના અંતિમ તબક્કે 'બોર્નિયોં'માં ૧૯૩૮ના ઓગસ્ટમાં બાગ બાબુએ પ્રસિદ્ધ કરેલો લેખ.]

## જનાબ ઝીણા સાથે

તા. ૬ ઠી જૂન ૧૯૩૮

વહાલા શ્રી. બોઝ,

૧૯૩૮ના ૧૫મી મે ને દિવસે કોંગ્રેસ વતી તમે મને મોકલાવેલી ચિઠ્ઠી પ્રમાણે; અખિલ હિંદ મુસ્લિમ લીગની કારોબારીએ સર્વાનુમતે પસાર કરેલો અભિપ્રાય આ સાથે મોકલી રહ્યો છું.

સહૃદયી

(સહી) એમ. એ. ઝીણા.

### ઠરાવ ૧.

૧૪ મી મે ને દિવસે કોંગ્રેસવતી એના પ્રમુખશ્રી સુભાષચંદ્ર બોઝે, અખીલ હિંદ મુસ્લિમ લીગના પ્રમુખ જનાબ ઝીણાને આપેલી ચિઠ્ઠી તેમજ ૧૫મી મે ૧૯૩૮ના એમના પત્ર પર અખિલ હિંદ મુસ્લિમ લીગની કારોબારી સમિતિએ વિચારણા ચલાવી છે. એને લાગે છે કે હિંદના મુસ્લિમોની અધિકારી અને પ્રતિનિધિ સંસ્થા તરીકે જ્યાં સુધી લીગને સ્વીકારવામાં ન આવે ત્યાંસુધી હિંદુ-મુસ્લિમ સમાધાનના પ્રશ્ન પરત્વે કોંગ્રેસ સાથે ચર્ચા કરવાનું કે પત્રવ્યવહાર કરવાનું અખિલ હિંદ મુસ્લિમ લીગ માટે શક્ય નથી.

### ઠરાવ ૨

૨૨મી મે ૧૯૩૮ના શ્રી. ગાંધીના પત્રની પણ કાઉન્સિલે વિચારણા કરી છે અને કાઉન્સિલનો એવો મત છે કે કોંગ્રેસ જે કોઇ પણ સમિતિની નિમણૂક કરે તે સૂચિત સમિતિના સભ્યોમાં કોઇ પણ મુસલમાનનો સમાવેશ થાય એ ઇચ્છનીય નથી.

ઠરાવ ૩

કારોબારી સમિતિ સ્પષ્ટ કરવા માગે છે કે અખિલ હિંદ મુસ્લિમ લીગની જાહેર કરેલી નીતિ પ્રમાણે બીજી બધી જ લઘુમતિઓના હિત અને હક્કો સંરક્ષિત રહેવા જોઈએ જેથી કરીને એમનામાં સલામતિની લાગણી પેદા થાય અને એમનો વિશ્વાસ સંપાદન કરી શકાય. અખિલ હિંદ મુસ્લિમ લીગ, જરૂર પડશે ત્યારે લાગતી વળગતી આવી લઘુમતિઓના પ્રતિનિધિઓ તેમજ બીજા હિત ધરાવતા મંડળો સાથે વાટાઘાટ કરશે

* * *

**વહાલા મી. ઝીણા,**

૬ ઠ્ઠી જૂન ૧૯૩૮ના તમારા પત્ર સાથે મુસ્લિમ લીગની કાઉન્સિલના જે ઠરાવો મોકલવા આપે કૃપા કરી તેના ઉપર કારોબારી સમિતિએ શક્ય તે સઘળું ધ્યાન આપ્યું છે. લીગ કાઉન્સિલનો પ્રથમ ઠરાવ લીગના દરજ્જાની વ્યાખ્યા બાંધે છે. કોમી પ્રશ્નના સમાધાનની કલમો નક્કી કરવા માટે કોઈ યોજના ઊભી કરતાં અગાઉ કોંગ્રેસે, તમારા ઠરાવમાં નક્કી કરેલા લીગના સ્થાનને માન્ય કરવું એ જો એ ઠરાવનો અર્થ થાય તો તો, દેખીતી રીતે જ, મુશ્કેલીઓ ઊભી થવાનો પૂરો સંભવ છે. ઠરાવમાં 'માત્ર' વિશેષણનો ઉપયોગ કરવામાં આવ્યો નથી છતાં એમાં એ અર્થ અભિપ્રેત છે. એક માત્ર લીગના જ સર્વમુખત્યાર દરજ્જાને માન્ય નહિ કરવાની અનેક ચેતવણીઓ

સંસ્થાઓને દરજ્જો મળતો નથી તે વાત અમે સૂચવવા માગીએ છીએ. ઊલટું, કોઇ પણ એક સંસ્થા સેવાના જે ધ્યેયને અપનાવે છે તે દ્વારા જ એ દરજ્જો એને પ્રાપ્ત થાય છે. આથી કારોબારી સમિતિ આશા રાખે છે કે લીગ કાઉન્સિલ અસંભવિત વસ્તુ કરાવવા માટે કોંગ્રેસને પ્રવૃત ન કરે. લીગ સાથે મૈત્રીના ઘનિષ્ટ સંબંધો બાંધવા માટે તેમજ બહુ ચર્ચાયેલ હિંદુ–મુસ્લિમ પ્રશ્ન પરત્વે માનભર્યું સમાધાન કરવા માટે કોંગ્રેસ માત્ર તૈયાર જ નથી પરંતુ અતિ ઉત્કંઠ પણ છે એ શું પૂરતું નથી ? આ સ્થાને કોંગ્રેસનો પોતાનો દાવો રજૂ કરવો અસ્થાને નહિ જ ગણાય કોંગ્રેસના અસંખ્ય પત્રકોમાં સૌથી વધુ મોટી સંખ્યા હિંદુઓની છે એ કબૂલ કરી લઈએ છતાં પણ સારા પ્રમાણમાં ગણતરી થઈ શકે એટલા મુસ્લિમો અને જુદા જુદા ધર્મવાળી ભિન્ન ભિન્ન કોમોના સભ્યો કોંગ્રેસવાદી છે. ભારતવર્ષ જેમનું નિવાસસ્થાન છે એવી સર્વ કોમો, સર્વ જાતો ને સર્વ વર્ગોનું પ્રતિનિધિત્વ સાચવવાની કોંગ્રેસની અખંડિત પ્રથા છે. એના ઉગમકાળથી જ કેટલાયે બહુશ્રુત મુસ્લિમો એના પ્રમુખો અને સામાન્ય મંત્રીઓ બની ગયા છે અને આ સર્વે કોંગ્રેસ તેમજ દેશનો વિશ્વાસ ધરાવનારા હતા. કોંગ્રેસમાં શિરસ્તો છે કે કોંગ્રેસવાદી બનવાથી જે ધર્મમાં આદમી જન્મ્યો હોય કે જેમાં પોષણ લઈ મોટો થયો હોય, તે તે મટી જતો નથી ને આમ પોતાના ધર્મના હક્કથી કોઇ માણસ કોંગ્રેસમાં આવી શકતો નથી. કોંગ્રેસની નીતિ અને રાજદ્વારી સિદ્ધાંતોને વળગી રહેવાથી એ ચહાયતો કોંગ્રેસવાદી બને છે કે કોંગ્રેસની બહાર રહે છે. આથી કોઇ પણ મિષે કોંગ્રેસ કોમી સંસ્થા નથી જ. વસ્તુતઃ તંદુરસ્ત અને ઉચ્ચ કક્ષાના રાષ્ટ્રવાદના વિકાસમાં જ કોમવાદ ઘા કરતો હોવાથી હરહંમેશ કોમવાદી તત્વો સામે કોંગ્રેસ ઝઝૂમતી આવી છે

કોંગ્રેસનો આવો દાવો છે, અને થોડી કે વધુ સફળતાપૂર્વક આ દાવા પ્રમાણે એ જીવી રહી છે, છતાં આપણું સામાન્ય ભાવિ સાધવા માટે સાચા અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરી રાષ્ટ્રીય સંગઠન મજબૂત

ઠરાવ ૩

કારોબારી સમિતિ સ્પષ્ટ કરવા માગે છે કે અખિલ હિંદ મુસ્લિમ લીગની જાહેર કરેલી નીતિ પ્રમાણે બીજી બધી જ લઘુમતિઓના હિત અને હક્કો સંરક્ષિત રહેવા જોઇએ જેથી કરીને એમનામાં સલામતિની લાગણી પેદા થાય અને એમનો વિશ્વાસ સંપાદન કરી શકાય. અખિલ હિંદ મુસ્લિમ લીગ, જરૂર પડશે ત્યારે લાગતી વળગતી આવી લઘુમતિઓના પ્રતિનિધિઓ તેમજ બીજા હિત ધરાવતા મંડળો સાથે વાટાઘાટ કરશે.

* * *

**વહાલા મી. ઝીણા,**

૬ ઠ્ઠી જૂન ૧૯૩૮ના તમારા પત્ર સાથે મુસ્લિમ લીગની કાઉન્સિલના જે ઠરાવો મોકલવા આપે કૃપા કરી તેના ઉપર કારોબારી સમિતિએ શક્ય તે સઘળું ધ્યાન આપ્યું છે. લીગ કાઉન્સિલનો પ્રથમ ઠરાવ લીગના દરજ્જાની વ્યાખ્યા બાંધે છે. કોમી પ્રશ્નના સમાધાનની કલમો નક્કી કરવા માટે કોઇ યોજના ઊભી કરતાં અગાઉ કોંગ્રેસે, તમારા ઠરાવમાં નક્કી કરેલા લીગના સ્થાનને માન્ય કરવું એમ જો એ ઠરાવનો અર્થ થાય તો તો, દેખીતી રીતે જ, મુશ્કેલીઓ ઊભી થવાનો પૂરો સંભવ છે. ઠરાવમાં 'માત્ર' વિશેષણનો ઉપયોગ કરવામાં આવ્યો નથી છતાં એમાં એ અર્થ અભિપ્રેત છે. એક માત્ર લીગના જ સરમુખત્યાર દરજ્જાને માન્ય નહિ કરવાની અનેક ચેતવણીઓ કારોબારી સમિતિને અત્યાર અગાઉ ક્યારની મળી ચૂકી છે. મુસ્લિમ લીગથી સ્વતંત્ર રીતે કાર્ય કરનારી બીજી મુસ્લિમ સંસ્થાઓ પણ છે. એમાંની કેટલીકનો કોંગ્રેસને સંપૂર્ણ ટેકો છે. ઉપરાંત કેટલાયે મુસ્લિમો કોંગ્રેસવાદી છે—અને તેમાંના કેટલાકનો પ્રભાવ તો દેશમાં નાનોસુનો ગણાય એમ નથી. એ પછી આવે છે અતિ બહુમતિવાળો મુસ્લિમ પ્રાંત, સરહદ. એ આખો યે પ્રાંત છે કોંગ્રેસની પડખે. આ જાણીતી હકીકતોના પુરાવાથી તમે સમજી શકશો કે મુસ્લિમ લીગના પ્રથમ ઠરાવ દ્વારા લીગ કાઉન્સિલ કોંગ્રેસ પાસે જે માન્ય કરાવવા માગે છે તે અશક્યતો શું અયોગ્ય પણ છે. મોટી મોટી વ્યાખ્યાઓ બાંધવાથી

સંસ્થાઓને દરજ્જો મળતો નથી તે વાત અમે સૂચવવા માગીએ છીએ. ઊલટું, કોઇ પણ એક સંસ્થા સેવાના જે ધ્યેયને અપનાવે છે તે દ્વારા જ એ દરજ્જો એને પ્રાપ્ત થાય છે. આથી કારોબારી સમિતિ આશા રાખે છે કે લીગ કાઉન્સિલ અસંભવિત વસ્તુ કરાવવા માટે કોંગ્રેસને પ્રવૃત્ત ન કરે. લીગ સાથે મૈત્રીના ઘનિષ્ટ સંબંધો બાંધવા માટે તેમજ બહુ ચર્ચાયેલ હિંદુ–મુસ્લિમ પ્રશ્ન પરત્વે માનભર્યું સમાધાન કરવા માટે કોંગ્રેસ માત્ર તૈયાર જ નથી પરંતુ અતિ ઉત્કંઠ પણ છે એ શું પૂરતું નથી? આ સ્થાને કોંગ્રેસનો પોતાનો દાવો રજૂ કરવો અસ્થાને નહિ જ ગણાય કોંગ્રેસના અસંખ્ય પત્રકોમાં સૌથી વધુ મોટી સંખ્યા હિંદુઓની છે એ કબૂલ કરી લઈએ છતાં પણ સારા પ્રમાણમાં ગણતરી થઈ શકે એટલા મુસ્લિમો અને જુદા જુદા ધર્મવાળી ભિન્ન ભિન્ન કોમોના સભ્યો કોંગ્રેસવાદી છે. ભારતવર્ષ જેમનું નિવાસસ્થાન છે એવી સર્વ કોમો, સર્વ જાતો ને સર્વ વર્ગોનું પ્રતિનિધિત્વ સાચવવાની કોંગ્રેસની અખંડિત પ્રથા છે. એના ઉગમકાળથી જ કેટલાયે બહુશ્રુત મુસ્લિમો એના પ્રમુખો અને સામાન્ય મંત્રીઓ બની ગયા છે અને આ સર્વે કોંગ્રેસ તેમજ દેશનો વિશ્વાસ ધરાવનારા હતા. કોંગ્રેસમાં શિરસ્તો છે કે કોંગ્રેસવાદી બનવાથી જે ધર્મમાં આદમી જન્મ્યો હોય કે જેમાં પોષણ લઈ મોટો થયો હોય, તે તે મટી જતો નથી ને આમ પોતાના ધર્મના હક્કથી કોઇ માણસ કોંગ્રેસમાં આવી શકતો નથી. કોંગ્રેસની નીતિ અને રાજદ્વારી સિદ્ધાંતોને વળગી રહેવાથી એ ચહાયતો કોંગ્રેસવાદી બને છે કે કોંગ્રેસની બહાર રહે છે. આથી કોઇ પણ મિષે કોંગ્રેસ કોમી સંસ્થા નથી જ. વસ્તુતઃ તંદુરસ્ત અને ઉચ્ચ કક્ષાના રાષ્ટ્રવાદના વિકાસમાં જ કોમવાદ ઘા કરતો હોવાથી હરહંમેશ કોમવાદી તત્વો સામે કોંગ્રેસ ઝઝૂમતી આવી છે

કોંગ્રેસનો આવો દાવો છે, અને થોડી કે વધુ સફળતાપૂર્વક આ દાવા પ્રમાણે એ જીવી રહી છે, છતાં આપણું સામાન્ય ભાવિ સાધવા માટે સાચા અંતઃકરણપૂર્વક પ્રયત્નો કરી રાષ્ટ્રીય સંગઠન મજબૂત

બનાવવા તમારી કાઉન્સિલ કોંગ્રેસ સાથે જો સમજૂતી પર આવે તો કારોબારી સમિતિને ઘણો જ આનંદ થાય.

કાઉન્સિલના બીજા ઠરાવ પરત્વે દિલગીરી સાથે જણાવવાનું કે, એમાં વ્યક્ત કરેલી ઇચ્છાને માન્ય રાખવાનું કારોબારી સમિતિથી શક્ય નથી.

અને ત્રીજા ઠરાવનો મુદ્દો તો કારોબારી સમિતિથી સમજી જ શકાતો નથી. કારોબારી સમિતિને લાગેવળગે છે ત્યાંસુધી તો મુસ્લિમ લીગ સંપૂર્ણતયા કોમી સંસ્થા છે—એ રીતે કે મુસ્લિમ લિગનો સંબંધ માત્ર મુસ્લિમોના જ હિત સાથે છે અને માત્ર મુસ્લિમો જ એના સભ્ય થઈ શકે છે. આજ પર્યંત કારોબારી પણ એવું સમજતી આવી છે કે, મુસ્લિમ લીગને લાગેવળગે છે ત્યાંસુધી, લીગ, યોગ્ય રીતે હિન્દુમુસ્લિમ પ્રશ્નો પરત્વે જ કોંગ્રેસ સાથે—સમાધાન ઇચ્છે છે અને નહિ કે બધી લઘુમતિ કોમોના પ્રશ્નો સંબંધી. જો બીજી લઘુમતિ-કોમોને કોંગ્રેસ સામે કંઇ પણ કહેવાપણું હોય, ફરિયાદ હોય તો તેના ઉકેલ માટે કોંગ્રેસ તૈયાર છે કારણ જાતિ કે ધર્મના ભેદભાવ વિના બંધારણની રૂએ જ કોંગ્રેસ અખિલ હિંદનું પ્રતિનિધિત્વ ધરાવે છે અને એથી તો આમ કરવાની એની પવિત્ર ફરજ બની રહે છે.

ઉપરની વિગતો દૃષ્ટિ સમક્ષ રાખીને, સમાધાન સાધવા માટે મંત્રણા કરવામાં બીજો તબક્કો હાથ ધરવાનું આપણાથી શક્ય બનશે એવી હું આશા રાખું છું.

અત્યાર પહેલાનો પત્રવ્યવહાર પ્રસિદ્ધ થયો હોવાથી, જનતાને વિશ્વાસમાં લેવી, તે પછીનો આપણી વચ્ચે ચાલેલો પત્રવ્યવહાર પ્રસિદ્ધ કરવો માર્ગ ડહાપણભરેલો છે એવી મારી સૂચના છે. સંમતિ આપો, તો આ દસ્તાવેજોને તરત જ પ્રસિદ્ધિ માટે મોકલી અપાય.

સહૃદયી

વર્ધા (સહી) એસ. સી. બોઝ

[ જનાબ ઝીણા સાથેના પત્રોમાંથી ]

## યુદ્ધનો કાર્યક્રમ

**સ્વાગત પ્રમુખ, પ્રતિનિધિ ભાઇઓ અને બેનો !**

હિંદી રાષ્ટ્રિય મહાસભાના પ્રમુખ તરીખે પુનઃ ચૂંટીને આપે મારું ફરી એક વાર બહુમાન કર્યું છે તે માટે તથા અહીં ત્રિપુરીમાં આપે મારું જે હાર્દિક ને ભાવભીનું સ્વાગત કર્યું છે તે બદલ આપ સૌનો ખરા અંતઃકરણપૂર્વક હું આભાર માનું છું. મારી વિનંતીને માન આપી આવા પ્રસંગોએ થતા ભભકા ને દેખાવો આપને ઓછા કરવા પડ્યા એ સાચું છે. પરંતુ, મને લાગે છે કે, તેથી આ સૌએ કરેલા સ્વાગતમાં ભાવ અને સહૃદયતામાં તસુનો યે ફેર પડયો નથી. અને આ પ્રસંગે ઓછા કરેલા એ દેખાવથી કોઇ ખિન્ન નહિ થાય એમ હું આશા રાખું છું.

મિત્રો, કાર્યની શરૂઆત કરીએ તે પ્રથમ રાજકોટ ખાતે મળેલી મહાત્માગાંધીના કાર્યની સફળતાને પરિણામે, આવેલા ઉપવાસના અંત પ્રત્યે આપ સૌની સાથે હું પણ મારા આનંદને વ્યક્ત કરી રહ્યો છું. સારાયે ભારત વર્ષમાં આજે આનંદનું મોજું ફરી વળ્યું છે ને દેશ રાહતની એક મોટી લાગણી અનુભવી રહ્યો છે.

મિત્રો, આપ સૌ જાણો છો કે હિંદી રાષ્ટ્રીય મહાસભાના મહેમાન તરીકે ઇજીપ્તથી આવેલું વફદ પ્રતિનિધિમંડળ આપણી વચ્ચે હાજર છે. એ સૌને હાર્દિક આવકાર આપવામાં મારી સાથે આપ સૌ સંમત થશો. આપણા આમંત્રણને સ્વીકારી હિંદ સુધીના એમના આગમન

પ્રત્યે આપણે ઊંડો આનંદ અનુભવીએ છીએ. આપણને ખેદ તો એટલો જ થાય છે કે આ પ્રતિનિધિમંડળના નેતા તરીકે, વફ્દ પક્ષના પ્રમુખ મુસ્તુફા ઇ. એલ. નહાશપાશા ઇજિપ્તના રાજદ્વારી પ્રવાહોને લીધે અહીં આવી શક્યા નથી. પ્રમુખ અને વફ્દ પક્ષના અગ્રગણ્ય નેતાઓને વ્યક્તિગત રીતે પિછાનવાનું ને જાણવાનું મને અંગત રીતે માન મળેલું હોવાથી, મારો આનંદ ખરેખર બેવડાયો છે. ફરી એકવાર, આપણા દેશબાંધવો તરફથી હું એ સૌને ભાવભીનો હાર્દિક આવકાર આપું છું.

૧૯૩૮ના ફેબ્રુઆરીમાં આપણે મળ્યા પછી આંતરરાષ્ટ્રીય રાજકારણી ક્ષેત્રમાં અતીવ અગત્યની ઘણીયે બીનાઓ બની ચૂકી છે. સૌથી અગત્યનો છે ૧૯૩૮ના સપ્ટેંબરનો મ્યુનિચ કરાર—નાઝી જર્મનીને પગે ફ્રાન્સ અને બ્રિટન જેવી પાશ્ચિમાત્ય સત્તાઓએ સ્વીકારેલી નિકૃષ્ટ શરણાગતિનાં સૂચન એમાં અભિપ્રેત છે. આને પરિણામે યુરોપમાં શક્તિશાળી મહાન સત્તા તરીકે ફ્રાંસનો અંત આવ્યો છે. બંદૂકના એક પણ ધડાકા વિના સર્વોપરિપણાનું શિખર જર્મનીએ સર કરી લીધું છે.

તાજેતરના વર્ષોમાં સ્પેનની પ્રજાસત્તાક સરકારના વિનિપાતથી ફાસિસ્ટવાદી ઇટલી ને નાઝીવાદી જર્મનીનાં બળ અને પ્રતિષ્ઠામાં અનેકગણો ઉમેરો થઈ ચૂક્યો છે. થોડા સમય માટે ફ્રાન્સ અને ગ્રેટબ્રિટન જેવી પ્રજાસત્તાક ગણાતી સત્તાઓએ ઇટલી અને જર્મની સાથે હાથ મિલાવી યુરોપના રાજકારણમાંથી સોવિયેટ રશિયાનું નિકંદન કાઢી નાખવાની તરકીબ રચી છે. પરંતુ કેટલો સમય એ પહોંચી શકશે? અને રશિયાને અપમાનિત કરવામાં ફ્રાન્સ અને ગ્રેટબ્રિટને મેળવ્યું શું?

મિત્રો, ઘણીયે બાબતોમાં આ વર્ષ અસાધારણ ને અપૂર્વ છે. આ વેળાની પ્રમુખની ચૂંટણી દર વખતના જેવી રૂઢરીતિની નહોતી. પ્રમુખની વરણી થઇ કે તરત જ સનસનાટી ભરેલા બનાવો બનવા માંડ્યા ને સરદાર પટેલ, મૌલાના આઝાદ ને શ્રી રાજેંદ્રપ્રસાદ જેવાઓના નેતૃત્વ નીચે, પંદરમાંથી કારોબારી સમિતિના બાર સભ્યોએ,

રાજીનામાં આપી દીધાં. કારોબારી સમિતિના અગ્રગણ્ય અને પ્રતિષ્ઠિત સભ્ય પંડિત જવાહરલાલ નહેરુએ આમ તો બંધારણ પ્રમાણે રાજીનામું આપ્યું નહોતું પરંતુ એમણે એવી મતલબનું નિવેદન કર્યું કે દરેકને એમ જ લાગ્યું કે એમણે પણ રાજીનામું આપી દીધું છે. ત્રિપુરી કોંગ્રેસની છેલ્લી ઘડીએ રાજકોટની પરિસ્થિતિ એવી વિચિત્ર બની ગઈ કે મહાત્મા ગાંધીને આમરણાંત ઉપવાસ કરવાની ફરજ પડી. ને પછી આવ્યા ત્રિપુરીના પ્રમુખ માંદગી લઇને, આ સ્થિતિમાં આ વર્ષે પ્રમુખનું વકૃત્વ એની રૂઢિ પ્રમાણે વિસ્તૃત ન બની શક્યું હોય એ બરાબર છે.

યુરોપ તેમજ એશિયાની તાજેતરની આંતરરાષ્ટ્રીય પરિસ્થિતિને પરિણામે શક્તિ અને પ્રતિષ્ઠાની બાબતમાં બ્રિટિશ અને ફ્રેન્ચ શાહીવાદીઓએ સારો એવો ફટકો ખાધો છે એ વિશે મુદ્દલે શંકા નથી.

ઘરના રાજકરણ વિશે વાત કરતાં, મારી નાદુરસ્ત તબિયતને લક્ષમાં રાખીને હું માત્ર અગત્યના એવા થોડા પ્રશ્નોને જ હાથ ધરીશ સૌ પ્રથમ તો છેલ્લા થોડા વખતથી મને લાગ્યા કર્યું છે એ વાતને હૈયું ખોલીને હું સ્પષ્ટ કરવા માગું છું, એને એકાર્થી આવિષ્કાર આપવા માગું છું. સ્વરાજ્યનો મુદ્દો ઊભો કરવાનો સમય હવે પાકી ચૂક્યો છે. આખરીનામા રૂપે બ્રિટિશ સરકાર સમક્ષ આપણી રાષ્ટ્રીય માગણીઓ રજૂ કરવાનો વખત ક્યારનો યે ભરાઇ ચૂક્યો છે. નિષ્ક્રિય વલણ અખત્યાર કરી, સમવાયી યોજના આપણા પર ઠોકી બેસાડવામાં આવે ત્યાંસુધી રાહ જોવાની નીતિ અખત્યાર કરવાનો વખત ક્યારનો યે ચાલ્યો ગયો છે. આપણા પર સમવાયી યોજના ક્યારે લાદી દેવામાં આવે છે એ પ્રશ્ન હવે રહ્યો નથી. પરંતુ યુરોપમાં સ્થાયી શાંતિ ન સ્થપાય ત્યાંસુધીના થોડા વર્ષો દરમિયાન જો સમવાયી યોજનાનું પડ આપણા ગળામાં ટીંગાડવામાં આવે તો આપણે કરવું શું એ પ્રશ્ન વિચારવાનો છે- વિશ્વશાંતિ ભલે ગમે તેનાથી સ્થાય–

ચાર સત્તાઓના પરસ્પર કરારથી કે બીજી કોઇ યોજના દ્વારા–પણ એક વખત જો યુરોપમાં સ્થાયી શાંતિ સ્થપાય તો ગ્રેટબ્રિટન, સામ્રાજ્ય માટે સખત નીતિ અખત્યાર કરશે એમાં શંકા નથી. પેલેસ્ટાઇનમાં યહુદીઓની સામે આરબોનું મન મેળવી લેવા માટેના થોડાક ચિહ્નો ગ્રેટબ્રિટન બતાવી રહ્યું છે કારણ કે આંતરરાષ્ટ્રિય શેતરંજમાં પોતાના સ્થાન માટેની એની શ્રદ્ધા હવે ડગમગી ઊઠી છે. એટલે મારા મત પ્રમાણે તો અંતિમ મહેતલ રૂપે આપણે બ્રિટિશ સરકાર સમક્ષ આપણી રાષ્ટ્રીય માગણીઓ રજૂ કરી દઇ અમુક સમયની મુદત આપીએ. એ સમય દરમિયાન કોઇ પણ પ્રત્યુત્તર ન મળે કે અસંતોષકારક જવાબ મળે તો આપણી રાષ્ટ્રીય માગણીઓ સ્વીકારાવવા માટે આપણી પાસે હોય તે સર્વ રીતિનીતિ ને સત્તાનો આશરો લેવો જોઈએ.

આપણી પાસે આજે આવું કોઇ પણ બળ હોય તો તે છે સામુદાયિક સવિનય કાનૂનભંગ યા સત્યાગ્રહ. અને અખિલ હિંદ સત્યાગ્રહ જેવા મોટા પાયા પરના સંગ્રામનો, લાંબા સમય સુધી સામનો કરવાનું સામર્થ્ય આજે તો બ્રિટિશ સરકાર પાસે નથી. આપણી કોંગ્રેસમાંના ઘણા નિરાશાવાદી કોંગ્રેસીઓ માને છે કે બ્રિટિશ શાહીવાદ સામે મજબૂત ને મોટો હલ્લો લઈ જવાનો સમય પાકી ચૂક્યો નથી એ જાણી મને અત્યંત દુઃખ થાય છે. પરંતુ બીલકુલ વાસ્તવિક નક્કર હકીકતોથી પરિસ્થિતિ નિહાળતાં નિરાશાવાદને માટે લગીરે સ્થાન નથી. આઠ આઠ પ્રાંતોમાં કોંગ્રેસ હોદ્દા પર હોવાને લીધે આપણી રાષ્ટ્રીય સંસ્થાનાં બળ અને પ્રતિષ્ઠા વધી ગયાં છે. આખાયે બ્રિટિશ હિંદમાં જનતાના સામુદાયિક આંદોલનો ઠીક ઠીક આગળ વધી ગયાં છે. અને છેલ્લી પણ અગત્યની વાત તો એ કે દેશી રાજ્યોમાં અભૂતપૂર્વ જાગૃતિનાં મંડાણ પણ થઇ ચૂક્યાં છે. ખાસ કરી જ્યારે આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિ આપણી તરફેણમાં છે ત્યારે સ્વરાજ્યની દિશામાં આખરી આગેકૂચ કરવા માટે આપણા રાષ્ટ્રીય ઇતિહાસમાં આથી વધુ અપૂર્વ તક સાંપડવાની શી આશા રાખી શકાય? ચુસ્ત વાસ્તવવાદી તરીકે મારે તમને કહેવું

જોઇએ કે આજની પરિસ્થિતિ ને સંપૂર્ણ રીતે તપાસતાં લાગે છે કે એ આપણને અવશ્ય લાભદાયી નીવડશે અને એ માટે જેટલો આશાવાદ સેવીએ તેટલો ઓછો છે. આ પ્રસંગે આપણે આપણા મતભેદો દફનાવી દઇએ, આપણી સર્વ સાધન સામગ્રીનો તાગ લઇએ ને રાષ્ટ્રીય લડતમાં પૂર જોશથી ઝૂકાવી દઇએ તો આવી અનુકૂળ પરિસ્થિતિનો લાભ આપણે પૂરો ઉઠાવી શકીએ એમ છીએ. કે કોણ જાણે, પછી રાષ્ટ્રના જીવનમાં સાંપડતી આવી અમુલી તક આપણે ખોઇ બેસીશું ?

દેશી રાજ્યો અને સમગ્ર હિંદુસ્તાનમાંના જાગૃતિપૂરનો ઉલ્લેખ તો અત્યાર પૂર્વે મેં કર્યો છે. હરિપુરાની મહાસભાના ઠરાવ અનુસાર દેશી રાજ્યો પ્રત્યે આપણું વલણ આપણે અચૂક બદલીએ. આપને વિદિત છે કે મહાસભાને નામે દેશી રાજ્યોમાં ચાલતી પ્રવૃત્તિઓના કેટલાક પ્રકારો ઉપર એ ઠરાવે પ્રતિબંધ મૂકયો હતો. એ ઠરાવ પ્રમાણે મહાસભાને નામે દેશી રાજ્યોમાં કોઇ પ્રકારની ચળવળ કે કોઇ પ્રકારનું પ્રજાકીય કાર્ય ન ચાલવું જોઇએ, પરંતુ હરિપુરાના અધિવેશન પછી અનેક બનાવો બની ચૂકયા છે. આજે આપણે જોઇએ છીએ કે સર્વોપરી સત્તા અનેક સ્થળે દેશી રાજ્યકર્તાઓ સાથે સારા સંપર્કમાં છે. આવે પ્રસંગે આપણે મહાસભાના સંચાલકોએ દેશીરાજ્યની જનતાને પડખે રહેવું જરૂરી નથી શું ? આજની ઘડીએ આપણો શો ધર્મ છે તેને વિશે મારા મનમાં કંઈ જ અસ્પષ્ટતા નથી. આ પ્રતિબંધ ઉઠાવી લેવા ઉપરાંત દેશી રાજ્યોમાં કાર્યવાહક સમિતિએ વ્યાપક અને વ્યવસ્થિત ધોરણ ઉપર નાગરિક સ્વાતંત્ર્ય અને જવાબદાર રાજકારભારની લોકચળવળને દોરવાનું કાર્ય માથે લેવું જોઇએ. આજસુધી થયેલું કાર્ય ટૂકડે ટૂકડે થયું છે એની પાછળ નથી કોઇ યોજના કે નથી કોઈ પદ્ધતિ, પણ હવે કાર્યવાહક સમિતિએ આ જવાબદારી માથે લેવાનો, વ્યવસ્થિત અને વ્યાપક રીતે એને પાર પાડવાનો સમય પાકી ચૂકયો છે. જરૂરત જણાય તો એક ખાસ પેટા સમિતિ આ કાર્ય માટે નીમવી

જોઈએ. મહાત્મા ગાંધીની દોરવણી અને સહકાર તથા અખિલ હિંદ રાજસ્થાન પ્રજા પરિષદના સહકારનો પણ સંપૂર્ણ લાભ ઉઠાવવો જોઇએ.

સ્વરાજ્યની દિશામાં અંતિમ આગેકૂચ કરવી સલાહભર્યું છે એમ હું આગળ જણાવી ગયો છું. તેને માટે જોઈએ પૂરતી તૈયારીઓ. સૌ પ્રથમ તો સત્તાની લોલુપતાને લીધે આપણા દળમાં પ્રવેશી ગયેલી લાંચ રુશ્વતની બદી ને બીજી નબળાઇઓ નિર્દયતાથી દૂર કરવાના પ્રયત્નો કરવા પડશે. ઉપરાંત આ દેશની શાહીવાદ વિરોધી સંસ્થાઓ—ખાસ કરીને કિસાન સંઘ અને મજૂર સંઘ—સાથે ગાઢ સહકારથી કામ કરવું પડશે. રાષ્ટ્રના બધા જ જહાલ પક્ષોએ એક નાદે ને સંપૂર્ણ સહકારથી કામ કરવું પડશે. ને શાહીવાદ વિરોધી સંસ્થાઓના પ્રયત્નોનું અંતિમ ધ્યેય બ્રિટિશ શાહીવાદ પર અંતિમ આક્રમણ કરવાનું હોવું જોઇએ.

મિત્રો, આજે મહાસભાના આકાશમાં વાદળો છવાઈ ગયાં છે, ઠેર ઠેર પક્ષાપક્ષી દેખાય છે. તેને પરિણામે આપણા ઘણા બિરાદરોમાં નિરાશા ને નિરુત્સાહનાં પૂર વ્યાપી ગયાં છે. પણ હું તો છું એક અખંડ આશાવાદી. આજનું વાદળ તુરત વિખરાઇ જશે. મારા દેશબાંધવોના રાષ્ટ્રપ્રેમમાં મને શ્રદ્ધા છે ને મને ખાતરી છે કે ટૂંક સમયમાં આ મુશ્કેલીઓનો પાર આવી જશે અને આપણા દળોમાં ઐક્યનું સામ્રાજ્ય સ્થપાઈ જશે. ૧૯૨૨ની ગયામાં ભરાયલી મહાસભા વખતે પણ કૈંક આવી જ પરિસ્થિતિ હતી. અને તે પછી પૂણ્યશ્લોક દેશબંધુ દાસ અને પંડિત મોતીલાલ નહેરૂએ સ્વરાજ પક્ષની સ્થાપના કરી ત્યારે પણ એવું જ વાતાવરણ હતું. મારા સ્વ. ગુરુની, માનનીય પંડિત મોતીલાલજીની અને દેશના બીજા મહાન સપુતોની આત્મશક્તિ આજની કટોકટીને સમે આપણી પ્રેરણા બનો. અને આપણી વચ્ચે વિરાજતા રાષ્ટ્રવિધાયક મહાત્મા ગાંધી, આજની ગૂંચવણભરી પરિસ્થિતિમાં આપણને માર્ગદર્શન કરો એ જ મારા અંતરની પ્રાર્થના છે—વંદેમાતરમ્"

[૧૯૩૯ના માર્ચની ૧૦મી તારીખે હિંદી રાષ્ટ્રીય મહાસભાના ત્રિપુરી અધિવેશન ખાતે પ્રમુખસ્થાનેથી આપેલું ભાષણ.]

[૮]

## અથડામણની ભૂમિકા

**ન**વી કારોબારી સમિતિના સભ્યોની નિમણૂક હું જાહેર કરતો નથી. તેમ જ કોંગ્રેસના કાર્યને સ્થગિત કરી દેવાને જવાબદાર પણ હું જ હતો એવી મતલબનાં આંદોલનો, ત્રિપુરી કોંગ્રેસ પૂરી થયે, આજથી લગભગ એક અઠવાડિયા પહેલાં મારી સામે જગાવવામાં આવ્યાં હતાં.

એક સામટાં સમગ્ર રીતે રાજીનામાં આપીને અગાઉની કારોબારીના સભ્યોએ અખિલ હિંદ કોંગ્રેસ ત્રિપુરીમાં મળી ત્યાંસુધી લગભગ પખવાડિયા સુધી ઊભી કરેલી કોંગ્રસની કટોકટી વખતે, હું માનું છું કે, એમની સામે કોઇએ પણ ઉહાપોહ જગાવ્યો નહોતો. હું ગંભીર માંદગીને બિછાને પટકાઇ પડ્યો હતો, મહાત્મા ગાંધી ત્રિપુરી આવ્યા નહોતા અને તરતના ભવિષ્યમાં મહાત્માજી સાથે મળવાના મારા માર્ગમાં અંતરાયો હતા તે સર્વ જાણતાં છતાં ત્રિપુરીની કોંગ્રેસે પંડિત પંતનો ઠરાવ પસાર કર્યો. જો ત્રિપુરી કોંગ્રેસે પંડિત પંતના ઠરાવમાંનો, કારોબારી સમિતિની રચનાને લગતો દેખીતી રીતનો અબંધારણીય અને કાનૂનબહારનો ફકરો પસાર કર્યો ન હોત તો કોંગ્રેસના કારોબારીના સભ્યોનાં નામ ૧૯૩૯ના માર્ચની ૧૩મી તારીખે જ મેં જાહેર કરી દીધાં હોત.

અત્યાર સુધી નવી કારોબારી સમિતિની હું જાહેરાત કરી શક્યો નથી કારણકે-ત્રિપુરી કોંગ્રેસ ઠરાવ અનુસાર મહાત્મા ગાંધીની ઇચ્છા

અનુસાર સમિતિની રચના કરવાની હતી. મહાત્મા ગાંધી સુધી દોડી જવાની મારી શક્તિ નહોતી અને અત્યારની એમની નાજુક તંદુરસ્તી જોતાં તેઓ આવીને મને મળે એ આશા હું રાખી શકું નહિ. અમારું મળવાનું હું ઘણું જ જરૂરી સમજું છું. નવી કારોબારી સમિતિની રચના જેવા વિશિષ્ટ પ્રશ્નો હાથ પર ધરતાં પહેલાં સામાન્ય પ્રશ્નો છણવા માટે લાંબી વાટાઘાટ કરવાનું હું મુનાસીબ માનું છું, કારણકે સામાન્ય પ્રશ્નોની ચર્ચા વિના કારોબારી રચનાના વિશિષ્ટ પ્રશ્નનો ઉકેલ આવી શકશે નહિ.

મારું કથન વધુ સ્પષ્ટ કરું:—

[૧] કોંગ્રેસના ચાલુ વર્ષમાં કોંગ્રેસ માટે કયો કાર્યક્રમ મહાત્મા ગાંધી માન્ય રાખે છે એ વિશે મારે ચોખવટ કરી લેવી છે.

[૨] પ્રમુખની ચૂંટણી પછી જે બન્યું છે તે પછી અને ખાસ કરીને ત્રિપુરી કોંગ્રેસ વખતે બનેલા બનાવોને અંતે, કોંગ્રેસના બે મુખ્ય પક્ષો કે બે સંઘો માટે અન્યોન્ય સહકારની શકયતા છે કે નહિ તેનો પણ અમારે નિર્ણય કરવાનો છે:

[૩] કારોબારી સમિતિ માટે અત્યારે મહાત્મા ગાંધીની શી માન્યતા છે તે મારે જાણી લેવું છે. કારોબારી સમિતિ એક પક્ષીય ને એકરાગી હોય, એક જ પક્ષમાંથી ચૂંટાઇને આવેલી હોવી જોઇએ એમ એ માને છે કે પછી કોંગ્રેસ સંસ્થાની જાહેર રચનામાં સમાઈ જતા સર્વ પક્ષોની, શકય ત્યાંસુધી, કારોબારીમાં છાયા પડવી જોઇએ એવા અમારા દૃષ્ટિબિંદુને તેઓ સ્વીકારી લેશે? જો મહાત્મા ગાંધી પહેલી માન્યતા ધરાવતા હોય તો, દેખીતું જ છે કે, એક જ કારોબારીમાં મારા જેવા લોકો અને ભૂતપૂર્વ કારોબારીના સભ્યોના સહકારને અવકાશ રહેતો નથી.

(૪) પંડિત પંતના ઠરાવનો મહાત્મા ગાંધી કેવો અર્થ કરે છે તે મારે જોવું પડશે. શું એ પોતે એમ માને છે કે એ ઠરાવ તો અવિશ્વાસનો

ઠરાવ છે? અને પરિણામે, મારે શું પ્રમુખપદેથી રાજીનામું આપવું જોઇએ એવી એમની ઇચ્છા છે? કે પછી થોડા ઘણા નેતાઓએ જણાવ્યું હતું તે પ્રમાણે શું એમનો મત એવો છે કે પંડિત પંતના ઠરાવે મહાત્મા ગાંધી અને કોંગ્રેસ પ્રમુખ વચ્ચે મીઠો સંબંધો ઊભો કર્યો છે? (મારે અહીં જણાવી દેવું જોઇએ કે મારા તરફથી મહાત્મા ગાંધી સાથે કોઇ પણ પ્રકારનું ભંગાણ પડયું નથી.)

૧૯૨૨માં ગયા ખાતે બન્યું હતું તે પ્રમાણે, ત્રિપુરીએ આપણને ભિન્નભિન્ન માર્ગે ચડાવી દીધા એવી જાતની લાગણી, ખાસ કરીને થોડા ઘણા કોંગ્રેસીઓમાં, પ્રવર્તે છે ત્યારે તો નવી કારોબારી સમિતિના વિશિષ્ટ પ્રશ્નોનો ઉકેલ, ઉપર જણાવ્યું તે સર્વ ને બીજા એવા જ પ્રશ્નો ધ્યાનમાં રાખીને, આણવો રહ્યો.

ઉપરાંત, જો એમ નક્કી થાય કે નવી કારોબારી સમિતિની રચના એક પક્ષમાંથી જ કરવાની નથી તો જુદા જુદા પક્ષોનું કેટકેટલું પ્રતિનિધિત્વ લેવાનું છે તે પણ અમારે નક્કી કરવાનું છે. આવા ગૂંચવાડાભર્યા પ્રશ્નનો નિર્ણય કરવા માટે મહાત્મા ગાંધી સાથે વિસ્તૃત મંત્રણાની જરૂર છે. મને આશા હતી કે જે લોકો મારી સાથે રાજદ્વારી વિચારણામાં સહમત થતા નહોતા તેઓ એટલી તો ઉદારતા દાખવશે, એટલો તો વિચાર કરશે કે મહાત્મા ગાંધીને મળવા જતાં પહેલાં મારું સ્હેજસાજ સ્વાસ્થ્ય સુધરે એટલો સમય મને મળવો જોઇએ. મને પૂરતો આરામ આપવા ખુદ મહાત્મા ગાંધી તૈયાર છે. વિશ્રાંતિ બાબતમાં ડાક્તરોની સલાહ શબ્દશઃ નહિ માનવા બાબત મને મીઠો ઠપકો આપતો એમનો તાર મારી સામે જ પડયો છે.

છતાંય એટલું તો લાગે છે કે રાજકારણમાં એક જ સંસ્થાના સભ્યો પાસેથી પણ ન્યાય અને તટસ્થ વિચારણાની આશા કોઈ હમેશ રાખી શકે નહિ.

એટલે દાક્તરી સલાહને અવગણીને અને એના પરિણામો તરફ બેપરવા બનીને પણ છેલ્લા થોડા દિવસોથી કોંગ્રેસના અગત્યના કામને મેં હાથમાં લીધું છે. હું એક સમય ધારતો હતો તે પ્રમાણે એક જ મુલાકાતમાં વધુ સારી રીતે ઉકેલી શકત તે પ્રશ્નના સમાધાન માટે મહાત્માં ગાંધી સાથે મેં પત્રવ્યવહાર પણ શરુ કરી દીધો છે.

મારું કથયિતવ્ય સમાપ્ત કરતાં પહેલાં મારા રાજદ્વારી વિરોધીઓએ મારી સામે ધરેલી દલીલોમાંની થોડીકને તો હું જતી કરી શકતો નથી જ. હા, કારોબારી સમિતિની ગેરહાજરીને લીધે કોંગ્રેસના કાર્યને પડતી હાડમારી હું સમજી શકું છું. પણ મારે અહીં યાદ આપવી જોઇએ કે ગયે વર્ષે હરિપુરાને અંતે, લગભગ છ અઠવાડિયા સુધી નવી કારોબારી સમિતિ મળી નહોતી. સાધારણ રીતે આંતરરાષ્ટ્રીય બનાવોમાં લગીરે રસ ન હોય એવા, અને આંતરરાષ્ટ્રિય પરિસ્થિતિનો હિંદના લાભમાં લગીરે ઉપયોગ ન કરવા ઇચ્છતા લોકોએ ઓચિંતી જાણે એટલી બધી પ્રતિષ્ઠા વધારી દીધી છે કે આજે તેઓ છાપરે ચઢીને બૂમો પાડે છે કે બોહેમીયા અને સ્લોવેકિયામાં જે બની ગયું છે તે જોતાં કોંગ્રેસની કારોબારી સમિતિ, એક ઘડીના યે વિલંબ વિના રચાઇ જવી જોઈએ ત્યારે મને અત્યંત રમુજ ઉત્પન્ન થાય છે.

વર્તમાનપત્રો જોગું પ્રસિદ્ધ કરવા મોકલેલા નિવેદનનું અહીં પુનરાવર્તન કરીશ. પોતાની નાજુક સ્થિતિ હોવા છતાં જો મહાત્મા ગાંધીજી મારે નિવાસસ્થાન સુધી મુસાફરી કરી શકે એમ હોય તો, એ પોતે અહીં આવે એમાં મારા ડોકટરો મુદ્દલે વાંધો નહિ લે, ઊલટું, એક મહાન રાષ્ટ્રીય પ્રશ્નના ઉકેલમાં એથી મદદ થઈ શકશે માની તેઓ અત્યંત રાજી થશે.

અંતમાં હું સ્પષ્ટ કરવા માગું છું કે અત્યારની પરિસ્થિતિ જોતાં એક માત્ર મહાત્માગાંધી જ આજની વિકટ પરિસ્થિતિમાંથી કોંગ્રેસને ઉગારી શકશે, આપણા દળોમાં ઐક્ય સ્થાપી શકશે. એ પોતે ત્રિપુરી આવી શક્યા નહિ, એ આપણું કમનસીબ હતું, નહિ તો પરિસ્થિતિ

અત્યારના જેટલી વિષમ બની જાત નહિ; જો કે આ છે તો મહાભારત કામ, ને ન કરે નારાયણને એ નિષ્ફળ જાય! પ્રભુ બચાવે! તો કોંગ્રેસનું તાત્કાલિક ભાવિ વિશેની કલ્પના કરતાં હું ધ્રૂજી ઊઠું છું.

કદાચ બીજા બધાની માફક સામા સવાલ પૂછ્યા વિના મહાત્મા ગાંધીના વિચારો ને યોજનાઓને કદાચ હું અપનાવી શકતો નથી પણ, મને પોતાને લાગે વળગે છે ત્યાં સુધી, એમનો વિશ્વાસ સંપાદન કરવા મારા પોતાના સર્વ પ્રયત્નો હું જારી રાખીશ.

[૧૯૩૯ ના માર્ચની ૨૫ મી તારીખે ઝારીઆ ખાતેથી બોઝબાબુએ પ્રસિદ્ધ કરેલું નિવેદન.]



# [૯]

## ગાંધીજી સાથે

ત્રિપુરી કોંગ્રેસમાં શ્રી. ગોવિંદ વલ્લભ પંતે રજૂ કરેલો નીચેનો ઠરાવ ઘણી મોટી બહુમતિએ પસાર થયો હતો. એ પછી ગાંધીજી અને નેતાજી વચ્ચે જે પત્રવ્યવહાર થયો તેમાંથી મહત્વનો ભાગ અહીં આપ્યો છે.

"મહાત્મા ગાંધીના માર્ગદર્શન દ્વારા, છેલ્લા વર્ષોમાં, મહાસભાએ જે કાર્યક્રમો અખત્યાર કર્યા છે તેની મૂળભૂત કાર્યપદ્ધતિને, અખિલ હિંદ મહાસમિતિ ભારપૂર્વક વળગી રહે છે, અને આ સમિતિ ચોકકસ રીતે માને છે કે આ કાર્યપદ્ધતિ અટકવી જોઇએ નહિ અને ભવિષ્યમાં પણ મહાસભાનો કાર્યક્રમ આ રીતે જ અવિરત ચાલુ રહેવો જોઇએ. વળી આ મહાસમિતિ ગયા વર્ષની કારોબારી સમિતિના કોઇપણ સભ્ય તરફ કાદવ ઉરાડવાના બનાવ પ્રત્યે દિલગીરી વ્યકિત કરે છે. કટોકટીના આવતા વર્ષને નજર સમક્ષ રાખતાં, અને સંક્રાંતિકાળના આવા સમયે મહાસભા તેમજ રાષ્ટ્રને દોરવણી એક માત્ર મહાત્મા ગાંધી જ આપી શકે એમ છે એ જોતાં, કોંગ્રેસી કાર્યવાહક સૂત્રધારોએ એમનો પૂરેપૂરો વિશ્વાસ મેળવવો જોઇએ એમ આ મહાસમિતિ ભારપૂર્વક માને છે, અને વધુમાં ગાંધીજીની ઇચ્છા અનુસાર જ, આવતા વર્ષની કારોબારી સમિતિના સભ્યોની નિમણુક કરવાની પ્રમુખ સાહેબને વિનંતિ કરે છે."

**વહાલા મહાત્માજી,**

...મારાં વલણ અને લાગણીનો પડઘો પાડનારી કેટલીક વસ્તુ આ પત્રમાં લખી રહ્યો છું. આ વાત જવા દઈ હું મુદ્દા પર આવું મારા મત પ્રમાણે બંને પક્ષો ભૂતકાળ ભૂલીને સાથે કામ કરવા તૈયાર છે કે નહિ એ મુખ્ય પ્રશ્ન છે, એ સર્વ આધાર તમારા પર જ છે. ખરેખરું બિનપક્ષી વલણ અખત્યાર કરી તમે બંને પક્ષોને જો વિશ્વાસમાં લઇ શકો તો, કોંગ્રેસને બચાવી શકો અને રાષ્ટ્રીય એકતા ફરી સ્થાપી શકો.

બીજું, આટલા બધા પ્રતિનિધિત્વનું મને પીઠબળ છે તથાપિ, કોંગ્રેસે પસાર કરેલા પંતના ઠરાવને જ હું વળગી રહ્યો છું. એને અમલી બનાવવા આપણે પૂરતું કરવાનું રહ્યું. ઠરાવમાં રહેલ છેલ્લો ફકરો કાયદા બહાર હોવા છતાં ય મેં એ ઠરાવની ચર્ચા થવા દીધી અને એ પસાર પણ થવા દીધો. એનું પુનરુચ્ચારણ શા માટે કરું ?

ત્રીજું, તમારી સમક્ષ બે મુદ્દા છે: (૧) નવી કારોબારી સમિતિના બંધારણમાં અમારા વિચારોને મેળ ખવડાવવો અગર (૨) તો તમારા વિચારોને જ સંપૂર્ણતઃ વળગી રહેવું. આમાંનો બીજો માર્ગ જો ગ્રહણ કરવામાં આવે તો આપણા રાહ જુદા છે.

ચોથું, નવી કારોબારીની રચનામાં તેમજ કારોબારી અને અખિલ હિંદ કોંગ્રેસની મહાસમિતિ બોલાવવામાં ઇન્સાન તરીકે શકય હોય તે સર્વ કંઇ કરી છૂટવા હું તૈયાર છું. પણ દિલગીર છું કે હવે દિલ્હી આવી શકું એમ નથી (આ વાસ્તે ડૉ. સુનીલે આજ સવારે જ આપને તાર કરી જણાવ્યું છે. મને તમારો તાર ગઈ કાલે મળ્યો હતો.)......

સહૃદયી **સુભાષના**
પ્રણામ.

**વહાલા સુભાષ,** **નવી દિલ્હી,** ૩૦-૩-૩૯

મારા કરેલા તારનો તમારા તરફથી જવાબ મળી શકે માટે તમારા ૨૬મી ના પત્રનો જવાબ આપવામાં મેં ઢીલ કરી. ગઇ રાત્રે મને ડૉ. સુનીલનો તાર મળ્યો. તમને જવાબ આપવા માટે સવારની પ્રાર્થનાના સમય પહેલાં હું ઊઠયો છું.

પંડિત પંતનો ઠરાવ ગેરકાયદે હતો અને કારોબારી સમિતિને લગતો ફકરો સાચોસાચ અબંધારણીય અને કાનૂનબહાર હતો એવું જ જ્યારે તમને લાગે છે, ત્યારે તો આ વિશેનો તમારો માર્ગ મોકળો છે. કાર્યવાહક સમિતિના સભ્યોની નિમણૂકની પસંદગી આડે કોઇએ આવવું ઘટે નહિ.

મનમાં રમી રહેલી વાત અને દિલ્હી ઉપર કટક લઈ જવાની તેમની તમન્નાની મને ખબર છે. હું તો આજે નાગરિકોને પૂછી રહ્યો છું કે આ જાહેરાતમાં એમનો સાથ છે ખરો? કારણ કે આ જાહેરાતમાં એમનો જો સાથ હોય તો એમણે સર્વસ્વ હોમી દેવાના આપણા કાર્યક્રમને સંપૂર્ણતઃ અપનાવવા માટે બહાર પડવું જોઇએ.

મિત્રો, આજે તમે જે સભામાં ભાગ લઇ રહ્યા છો તે સભા એક પ્રચાર નથી એનો ખ્યાલ રાખજો. આ એક ઔપચારિક બાબત પણ નથી. આપણે તો જીવનમરણના પ્રશ્નનો નિર્ણય કરવા માટે એક ઐતિહાસિક પરિષદમાં ભેગા મળ્યા છીએ. આપણે જો આપણા કાર્યમાં સફળ થશું તો ૩૮ કરોડ હિન્દીઓ મુક્ત બનશે. એથી ઊલટું, ન કરે નારાયણ ને આપણે નિષ્ફળ જઇએ તો આપણું રાષ્ટ્ર ઓછામાં ઓછા એક સૈકા સુધી નર્કાગારમાં ધકેલાઇ જશે. એનાં ગુલામીનાં બંધનો વધુ સખ્ત બનશે. શરૂઆતમાં મેં તમને કહ્યું હતું તેમ ઈશ્વરે જ આપણી સમક્ષ આ સુવર્ણસંધિ મોકલી છે. આપણું સૈન્ય, આપણી સંસ્થા, આ સુવર્ણસંધિ એ બધાં વિષે પૂરો વિચાર કરીને જ યુદ્ધની જાહેરાત અંગેનો તમારો નિર્ણય આપજો.

તમે જો યુદ્ધનો માર્ગ ગ્રહણ કરવાનું નક્કી કરો, તમને જો એમ લાગે કે બ્રિટિશરો સામેના આ ઐતિહાસિક જંગમાં, ગમે તેનો સામનો કરવા તમે તૈયાર છો અને તન મન ધન દુશ્મન સામેના જંગમાં હોમી દેવા માટે તમે આતુર છો, તો તમે બધા ઊભાં થઇને અને તાળી પાડીને, આપણી યુદ્ધજાહેરાત ઉપર તમારી મંજૂરીની મહોર મારો.'

તા. ૨૪-૧૦-૪૩

[૧૭]

## બંને મોરચે

સુભાષબાબુની પ્રવૃત્તિએ હવે વાવંટોળનું સ્વરૂપ પકડ્યું હતું. વાતાવરણમાં યુદ્ધની ભેરી વાગતી હતી. એમણે સૈનિકોની કવાયતનું અવલોકન કરી જે પ્રવચન કર્યું તેનો સાર નીચે પ્રમાણે છે:

"સૈનિક બિરાદરો,

જ્યારે ગઈ જુલાઈની ૪થીએ, આજ પરેડનાં મેદાનમાં મેં તમારી સમક્ષ ભાષણ આપ્યું હતું ત્યારે મેં તમને "ચલો દિલ્હી"નો મંત્ર આપ્યો હતો. આઝાદ હિંદ ફોજે આ મંત્રને ઉત્સાહપૂર્વક અપનાવી લીધો છે અને ફોજનો એકેએક સભ્ય આજે એનું રટણ કરી રહ્યો છે એ જોઈને મારા આનંદ અને અભિમાનનો પાર રહેતો નથી. ગયા જુલાઈમાં આઝાદ હિન્દ ફોજ અંગે મેં જાહેરાત કરી તે પછી આપણા દુશ્મનો સુદ્ધાં આખી દુનિયાને તમારા અસ્તિત્વની જાણ થઈ ગઈ છે.

આખી દુનિયાને એ પણ જાણ થઈ ગઈ છે કે આઝાદ હિન્દ ફોજનું એકમાત્ર ધ્યેય હિન્દની આઝાદી છે અને એનું એકમાત્ર લક્ષ્યસ્થાન હિન્દના પાટનગરનો પુરાતન લાલ કિલ્લો છે. દુનિયાની નજરમાં તમારી જે અગત્ય વધી છે તે માટે હું તમને અભિનંદન આપું છું અને મને વિશ્વાસ છે કે તમારે શિરે જે મહાન જવાબદારી આવી પડી છે તેની અગત્ય તમારામાં જાગૃત થઈ જ હશે.

મિત્રો, આજે જ્યારે હું અહીં ચારે દિશાએ નજર ફેરવું છું ત્યારે જુલાઈની ચોથીએ મેં જે ચહેરાઓ જોયા હતા તેમાંના ઘણા મને નથી દેખાતા. પણ તેમની ગેરહાજરી માટે મને દિલગીરી નથી. ઊલટું, તેઓ આપણા કરતાં હિન્દની વધારે નજીક જઈ પહોંચ્યા છે તે માટે મને આનંદ થાય છે. તમારાં દિલ પણ હિન્દની સરહદ આંબવા માટે થનગની રહ્યાં છે એ જોઈને પણ ઘણી ખુશાલી ઉપજે છે. મારે તો તમને એટલું જ કહેવાનું છે કે તમે તમારી તાલીમ જેમ બને તેમ જલદી પૂરી કરો જેથી હિન્દ નજીક પહોંચવાનો હવે પછીનો વારો તમારો આવે.

પૂર્વ એશિયામાંના આઝાદી–આંદોલનનું સંચાલન મારા હાથમાં આવ્યા પછી જેઓ સ્વેચ્છાથી અને ઉત્સાહથી આઝાદ હિન્દ ફોજમાં જોડાયા છે તેમનું સન્માન કરવાની હું આ તક લઉં છું. આપણા સૈન્યમાં ભરતી થતા નવલોહીઆઓનો ઉત્સાહ એટલો બધો અજબ છે કે અંતિમ વિજય અંગેની મારી શ્રદ્ધા એનાથી અત્યંત દૃઢ બની ગઈ છે. ઝાંસીની રાણી ટુકડીમાંની સ્વયંસેવિકાઓ–જેઓ હજી તો હમણાં જ છાવણીમાં દાખલ થઈ છે તેમનો ઉત્સાહ તો અભૂતપૂર્વ ને અપ્રતિમ છે.

મારો વિચાર તો સૈન્યને વધારે વિસ્તૃત બનાવવાનો અને વધારે ને વધારે રંગરૂટોની ભરતી કરવાનો છે. જે રંગરૂટોને તાલીમ મળી ચૂકી છે તેઓ મોરચા તરફ જઈ રહ્યા છે. મને ખાતરી છે કે આપણા સૈન્ય માટે રંગરૂટોનો પ્રવાહ અસ્ખલિત ચાલુ જ રહેશે. લાંબુ યુદ્ધ જો આવવાનું જ હોય તો એનાથી ભડકવાને બદલે એને પહોંચી વળવાની પૂરી તૈયારી મેં કરી રાખી છે.

મિત્રો, પૂર્વ એશિયામાંના હિન્દી સ્વાતંત્ર્ય સંઘનું સંચાલન મેં હાથમાં લીધું તે પછી મને કહેવામાં આવ્યું કે લશ્કરનું સેનાપતિપદ પણ હું સ્વીકારી લઉં એવી સૈનિકોની ઇચ્છા છે. તે પછી તો મેં લશ્કરનું સેનાપતિપદ મારા હાથમાં લઈ લીધું છે અને એનાં જે

આનુષંગિક પરિણામો નીપજ્યાં છે તેથી મને સંતોષ છે. હિન્દી સ્વાતંત્ર્ય સંઘના વ્યાપક તંત્રના પીઠબળને પરિણામે આઝાદ હિન્દ ફોજનું કામકાજ ખૂબ સુંદર રીતે ચાલ્યું હતું અને એ વસ્તુએ જ અમને આપણા સ્વાતંત્ર્ય જંગમાં એક નવું પગલું લેવા પ્રેર્યા હતા. આપણાં સુંદર કાર્યના પરિપાક રૂપ આઝાદ હિન્દ ફોજની રચના થઈ ચૂકી છે, અને એની રચના સાથે, હિન્દના સ્વતંત્ર્ય–સંગ્રામને દુનિયાની નજરમાં નવો દરજ્જો અને નવી પ્રતિષ્ઠા પ્રાપ્ત થયાં છે. ખાસ કરીને દુનિયાભરમાં વસતા હિન્દીઓ આપણાં આ પગલાંનો ગર્વ લેતા હશે.

સૌથી અગત્યની વસ્તુ તો એ છે કે આઝાદ હિન્દ સરકારની રચના થવાથી હિન્દી સ્વાતંત્ર્યનો જંગ ખેલતા દેશભક્તોને જે પ્રકારની નેતાગીરીની ખોટ લાંબા વખતથી સાલતી હતી તે નેતાગીરી પ્રાપ્ત થઈ ગઈ છે. આઝાદ હિન્દ ફોજ હવે જ્યારે જંગમાં ઝુકાવશે ત્યારે એ પોતાની સરકારની નેતાગીરી હેઠળ જ જંગમાં ઝૂકાવશે. એ જ્યારે હિન્દમાં પ્રવેશ કરશે ત્યારે મુક્ત થયેલા પ્રદેશોનો વહીવટ એની મેળે જ, કામચલાઉ સરકારના હાથમાં આવી જશે.

કામચલાઉ સરકારની સ્થાપનાની સાથે વિજય માટેની બધી પૂર્વભૂમિકા રચાઇ ચૂકી છે. હવે માત્ર જંગ શરૂ કરવાનું અને એને સફળ બનાવવાનું જ કામ બાકી રહ્યું છે. કામચલાઉ સરકારે આ બાબતમાં અંગુલિનિર્દેશ તો કરી પણ દીધો છે. ગઇ કાલે મધ્યરાત્રે મળેલી પ્રધાનમંડળની બેઠકમાં હિન્દને ગુલામીમાં જકડી રાખનાર બ્રિટન અને અમેરિકા સામે યુદ્ધ જાહેર કરવાનો નિર્ણય થઇ ચૂક્યો છે. આ રીતે આગે બઢોનો સત્તાવાર હુકમ તો અપાઇ ચૂક્યો છે. હવે તો આ હુકમનો આઝાદ હિન્દ ફોજે અમલ કરવાનો છે અને એ રીતે હિન્દની આઝાદી હિન્દીઓના પ્રયાસો તથા આત્મભોગો વડે હાંસલ કરી બતાવવાની છે.”

*   *   *

વેપારી મિત્રો,

સૌથી પહેલા તો હું મલાયાના દરેક વિસ્તારમાંથી, આ પરિષદમાં ભાગ લેવા આવેલાં ભાઈઓ અને બહેનોનો ઉમળકાભર્યો સત્કાર કરું છું. તમે જે પરિષદમાં ભાગ લેવા અહીં આવ્યા છો તે પરિષદ ઘણી જ અગત્યની નીવડવાની છે તેની મને ખાતરી છે. આપણા ધર્મ-કૃત્ય પ્રત્યેની વફાદારીની ઘણી વાતો આપણે સાંભળી છે. આ પરિષદ એ વાતો સાચી હતી કે ખોટી તેની કસોટી કરવા માટે બોલાવાઈ છે.

જ્યારે એક લશ્કરમાં એક આદમીને અમલદારી સોંપવામાં આવે છે ત્યારે એની ફરજ સૌથી મોખરે રહીને બીજાઓના રાહબર બનવાની રહે છે. પૂર્વ એશિયામાંના આપણા જંગને અનુલક્ષીને શ્યોનાન શહેરે એક અગત્યનું સ્થાન પ્રાપ્ત કર્યું છે. હિન્દી સ્વાતંત્ર્ય સંઘનું વડું મથક અહીં છે, આઝાદ હિંદ ફોજનું વડું મથક અહીં છે અને તાજેતરમાં જ આઝાદ હિન્દની કામચલાઉ સરકારની સ્થાપના પણ અહીં જ થઈ છે. શ્યોનાન એક વખત બ્રિટનનો અજેય દુર્ગ મનાતું, પણ આજે એ પૂર્વ એશિયામાંનાં હિન્દી સ્વાતંત્ર્ય સંગ્રામનું વડું મથક બન્યું છે. એક લશ્કરી ટુકડીના સેનાપતિને પોતાની ટુકડી સાથે જે પ્રકારનો સંબંધ હોય તેવો જ સંબંધ શ્યોનાન અને પૂર્વ એશિયામાંના બીજાં સ્થળો વચ્ચેનો છે. સંગ્રામમાં વિજયનો આધાર માત્ર સૈનિકની લડાયક શક્તિ પર જ નહિ પણ એ સૈનિકને એના સેનાપતિ તરફથી મળતી યોગ્ય રાહબરી ઉપર પણ રહે છે. હવે તમને જણાશે કે શ્યોનાનમાંથી ઊઠતા અવાજનો, આખા પૂર્વ એશિયામાં પડઘો પડવાનો છે. અત્રે લેવાતાં તમારા કોઈ પણ પગલાંનો પ્રત્યાઘાત આખા પૂર્વ એશિયામાં પડયા વિના રહેવાનો નથી. પૂર્વ એશિયાના વિવિધ પ્રદેશોમાં વસતા હિન્દીઓ (એ લેવાના પગલાંનો) ઘણો મોટો આધાર તમે શ્યોનાનવાસીઓ જેવો દાખલો બેસાડશો તેના ઉપર જ રહેશે. તમારી જવાબદારી ઘણી મોટી છે, કારણ કે તમારે નેતાગીરી

લેવાની છે. તમારે પૂર્વ એશિયાના બીજા ભાગમાં વસનારાઓને પ્રેરણા પાવાની છે. આ વસ્તુ તમારે કદી ભૂલવી ન જોઇએ.

વિદેશીઓનાં આક્રમણ જેવી ગંભીર ઘડીએ, સ્વતંત્ર હિન્દની સરકારે શું કર્યું હોત તેની કલ્પના તમે કરી જુઓ એવો મારો આગ્રહ છે. ધારો કે હિન્દ એક સ્વતંત્ર દેશ છે અને એના ઉપર એક વિદેશી દુશ્મનના આક્રમણનો ભય ઝઝુમી રહ્યો છે. એવે વખતે હિન્દી સરકારે શું કરે! શું તે સમાજના સર્વ અંગોને યુદ્ધને માટે કામે લગાડવામાં પાછી પાની કરે? એવે સમયે કોઇ પણ આઝાદ સરકાર સર્વાંગી ભરતી કર્યા વિના રહે જ નહિ એ એની સામાન્ય ફરજ છે. આટલો ખ્યાલ તમે રાખશો તો આપણા સ્વાતંત્ર્ય જંગમાં, તમારે શો ભાગ ભજવવાનો છે એનો ખ્યાલ પણ તમને આવી જશે.

જ્યારે એક આઝાદ દેશ યુદ્ધમાં સંડોવાયો હોય ત્યારે ત્યાંની સરકાર કેવી કાર્ય પદ્ધતિ અખત્યાર કરે તેની પણ કલ્પના તમે કરી જોજો. આપણે આજ સુધી જેવી સભાઓ ભરી છે અને અપીલો કરી છે તેવી સભાઓ અને અપીલો શું તેઓ કર્યા કરશે? કદી નહિ ઊલટું, આઝાદ સરકાર તો એક ચોક્કસ સમયે, એક ચોક્કસ સ્થળે, ચોક્કસ ઉમ્મરના સશક્ત માણસોએ હાજર થઈ જવું એવો આદેશ જ આપી દેશે અને પ્રજા એક હરફ પણ ઉચ્ચાર્યા સિવાય એ આદેશ માથે ચઢાવશે. શા માટે? કારણ કે આઝાદ દેશના લોકોને ખબર છે કે એમણે એમના દેશની આઝાદી માટે ભોગ આપવાના હોય છે જ્યારે આઝાદ સરકારને એના સ્વાતંત્ર્યની રક્ષા માટે નાણાંની જરૂર પડે છે ત્યારે એ સભાઓ ભરીને એ નાણાંની ભીખ નથી માગતી. ઊલટું, આઝાદ સરકારો તો પોતાની યુદ્ધની જરૂરિયાત પ્રમાણે જ અંદાજપત્રો ઘડે છે, પ્રજાની નાણાંકીય પરિસ્થિતિ લક્ષમાં રાખીને, નાણાં ઊભા કરવાના વિવિધ માર્ગો શોધી કાઢે છે, પ્રજા ઉપર જે કરવેરા નાખવા જરૂરી જણાય તે કરવેરા પણ એ નાખે છે. હું તમને પૂછું છું કે એક આઝાદ

દેશમાં, કોઇ પણ સશક્ત માણસ સૈનિક બનવાની અથવા તો યુદ્ધ કરવેરા ભરવાની ના પાડી શકે ખરો ? હિન્દ સ્વતંત્ર દેશ નથી. પણ આપણાં હૃદયો અને આપણી ભાવના તો સ્વતંત્ર જ છે ને ? અને કામચલાઉ સરકારની સ્થાપના કરીને આપણે પણ એક સ્વતંત્ર રાષ્ટ્ર બન્યા છીએ જ. હવે હિન્દને મુક્ત કરવાની અને આઝાદ હિન્દ સરકારની સ્થાપના કરવાની આપણી ફરજ છે—એ આપણી જવાબદારી છે.

જો આપણને લાગતું હોય કે આઝાદી માટે આપણે લાયક છીએ, જો આપણને આઝાદી માટે ખરેખરી તમન્ના હોય તો આપણે જાણે આઝાદ હિન્દમાં, આપણી આઝાદ સરકારના ઝંડા તળે, એક ગંભીર રાષ્ટ્રીય કટોકટીની ઘડીએ જીવતા હોઇએ એવું જ વર્તન રાખવું જોઇએ. આઝાદ હિન્દ સરકારની હાકલને માન આપીને, આઝાદ હિન્દમાં આપણે જેવો વર્તાવ કર્યો હતો તેવો જ વર્તાવ અત્યારે પણ રાખવાનો આપણો ધર્મ થઇ પડયો છે. જર્મની અને જાપાનની પ્રજાઓનો દાખલો લો. એ દેશોનાં બધાં સાધનો, એ દેશોની સરકારોએ કેવા પોતાનાં કામે લગાડયાં છે ! એક સરકારને જ્યારે પોતાની આઝાદીનું રક્ષણ કરવાનું હોય છે ત્યારે એ સરકાર એ કામ માટે ગમે તે ભોગ આપવા તૈયાર હોય છે. પોતાનાં દેશનાં સર્વ સાધનોનો ઉપયોગ કરીને પણ એ પોતાની આઝાદીનું રક્ષણ કરે છે. કાયદાની દૃષ્ટિએ જ્યારે એક દેશ યુદ્ધમાં ઉતર્યો હોય ત્યારે ત્યાં કોઇની પણ ખાનગી મિલકત ખાનગી તરીકે રહેતી જ નથી. કટોકટીના સમયમાં પ્રજાનાં જાન અને માલ ઉપર સરકારનો અબાધિત અધિકાર રહે છે. આપણે પણ એક આઝાદ પ્રજા છીએ, આપણી પણ એક આઝાદ સરકાર છે. તમે જો એમ માનતા હો કે તમારી સમૃદ્ધિ અને તમારી મિલકત એ તમારી પોતાની છે તો તમે ખોટો ભ્રમ સેવી રહ્યા છો. યુદ્ધમાં ઉતરેલા રાષ્ટ્રના દરેક માનવીનાં જીવન પર અને એની મિલકત પર રાષ્ટ્રનો અધિકાર હોય છે. તમારું જીવન અને તમારી મિલકત એ આજે તમારાં નથી. એની ઉપર એકલા હિન્દની જ અબાધિત માલિકી છે. આપણે કોઈ પણ ઉપાયે આઝાદી

મેળવવી છે તથા આપણે એક સ્વતંત્ર પ્રજા તરીકે યુદ્ધમાં ઉતર્યાં છીએ એ સાદું સત્ય જો તમે સ્વીકારશો તો તમને પ્રતીતિ થશે કે તમારું કાંઈ નથી. તમારું જીવન, તમારી માલમિલકત એ બધું દેશનું જ છે. જો આ સાદું સત્ય સ્વીકારવા તમે તૈયાર ન હો તો તમારે માટે એક બીજો માર્ગ પણ સ્પષ્ટ છે. આઝાદ હિંદ સરકાર હેઠળ જીવતા એક આઝાદ હિન્દની તમારી જવાબદારી અને ફરજો અદા કરવા તમે તૈયાર ન હો, તમને આઝાદી ખપતી ન હોય, આઝાદ હિન્દીનું બિરુદ ખપતું ન હોય અને આઝાદીનું મૂલ્ય ચૂકાવવા માટે તમે તૈયાર ન હો તો તમારે માટે એક જ માર્ગ છે અને તે માર્ગ અંગ્રેજોએ ગ્રહણ કરેલો માર્ગ છે. એક વખત તેઓ અહીં શાસકો તરીકે રહેતા હતા પણ આજે તેમને માટે આ દેશમાં માત્ર એક જ જગ્યા બાકી રહી છે અને તે છે—કારાવાસ. જો તમારી ઇચ્છા હોય તો તમે કારાવાસમાં જઈને આ અંગ્રેજોની મૈત્રી સાધી શકો છો. પણ યાદ રાખજો કે જ્યારે આ યુદ્ધ પૂરું થશે અને હિન્દ આઝાદ બનશે ત્યારે આઝાદ હિન્દમાં તમારે માટે પગ મૂકવાનું સ્થાન પણ નહિ રહે. જો હિન્દી સરકારને તમારા ઉપર દયા આવે તો વધુમાં વધુ તેઓ તમને હિન્દમાંથી ત્રીજા વર્ગની ટિકિટ કપાવી આપીને, ઇંગ્લેન્ડ મોકલી આપે.

મિત્રો, હું તમને ખાતરી આપું છું કે મોટી મોટી વાતો કરવાનો અથવા તો ખાલી ધમકીઓ આપવાનો મારો શિરસ્તો નથી. હું પૂરો વિચાર કર્યા પછી જ બોલું છું અને કહ્યા પ્રમાણે કરું છું. હું જે ન કરવાનો હોઉં તે અંગે ભાગ્યે જ એક અક્ષર પણ ઉચ્ચારતો હોઉં છું તેનું મારા દુશ્મનોને પણ જ્ઞાન છે. મેં તમને કહ્યું છે કે કોઈ પણ ઉપાયે અને કોઈ પણ ભોગે આપણે હિન્દની આઝાદી હાંસલ કરવી છે અને આપણે જો શક્ય હોય તો ઐચ્છિક રીતે અને જરૂર જણાય તો ફરજ પાડીને પણ સમાજનાં સર્વ સાધનો યુદ્ધના કામે લગાડવાં છે. હું આજે તમારી સમક્ષ વિસ્તારથી બોલી રહ્યો છું તેનું કારણ એ છે

૧૨

કે તમે કોઈ પણ પ્રકારના ભ્રમમાં ન રહો એ મારે જોવું છે. સ્વૈચ્છિક રીતે આગળ આવવાની તક તમને નહોતી મળી એમ પાછળથી કહેવાનો તમને મોકો ન મળે એવી પરિસ્થિતિ મારે ઊભી કરવી છે. જો તમે સ્વેચ્છાએ આગળ આવશો તો તે તમારે માટે ગૌરવયુક્ત કહેવાશે અને મારે પણ અભિમાન લેવા જેવું થશે. બીજી જો તમે સ્વૈચ્છિક રીતે આગળ નહિ આવો તો માત્ર એટલા જ કારણસર અમે કંઇ ગુલામ રહેવાના નથી.

કેટલાકો એમ કહે છે કે એમને આ બધું ધન ભેગું કરતાં વરસો લાગ્યાં છે અને એમને ઘણાં બાળબચ્ચાંનું પોષણ કરવાનું છે. જો માત્ર આ જ કારણસર એમણે ભોગ આપવાની ના પાડી હશે તો આઝાદ સરકાર હેઠળના આઝાદ હિન્દમાં તેમના જેવા આદમીઓની કેવી વલે થાય તેની કલ્પના તમે જ કરી જોજો. આવા માણસોને તો દુશ્મન તરીકે જ ગણવામાં આવે. તમે કાં તો મિત્ર હોઇ શકો કે શત્રુ હોઇ શકો, રખે માનતા કે એકલા બ્રિટિશરો જ આપણા દુશ્મનો છે. બ્રિટિશરોને જે જે મદદ કરે છે અથવા આપણને મદદ કરવા ના પાડે છે તે બધા આપણાં દુશ્મનો છે–કારણ કે આપણે તો આજે જીવન–મરણનો જંગ ખેલી રહ્યા છીએ,

આઝાદ હિંદ ફોજમાં સ્વેચ્છાએ જોડાયેલા અને આજે તાલીમ લઇ રહેલા માણસો તરફ નજર કરો. એમને ખબર નથી કે તેમના કેટલાક બિરાદરો હિન્દને આઝાદ બનતું જોવા માટે જીવતા રહેશે. તેઓ માત્ર તેમના લોહીનું ટીપેટીપું વહાવવાની એકમાત્ર તમન્ના જ સેવી રહ્યા છે. તેમને કાં તો આઝાદ હિંદમાં પગ મૂકવો છે અથવા તો રસ્તામાં મરી ખૂટવું છે. તેમને પીછેહઠ કરવાની છે જ નહિ. એ પીછેહઠનો કાર્યક્રમ તો માત્ર વેવેલ અને એનાં લશ્કર માટે જ અમે અનામત રાખ્યો છે. ઇતિહાસ વેવેલને, પાછેહઠના મોટામાં મોટા પ્રણેતા તરીકે જ ઓળખશે. એક પછી એક પીછેહઠ કરીને પોતાનો જાન બચાવવાની કળામાં

વેવેલ ઘણા પાવરધા પુરવાર થયા છે અને તેથી જ એમની એ કુનેહના શિરપાવ તરીકે તેમને હિંદના વાયસરોયનો હોદ્દો આપવામાં આવ્યો છે.

આઝાદ હિન્દ ફોજના પુસ્તકમાં પીછેહઠ કરીને જાન બચાવવાનો કાનૂન લખાયો નથી. જ્યારે આઝાદ હિંદ ફોજ વિજય અથવા મોતને વરવા માટે કટિબદ્ધ બની રહી છે ત્યારે કેટલાક ધનાઢ્ય માણસો, “સર્વ સાધનોના ઉપયોગ”નો અર્થ ટકાવારીમાં ઘટાવવા બેઠા છે અને ૧૦ ટકા આપ્યેથી કે પાંચ ટકા આપ્યેથી પોતાની ફરજ પૂરી થશે એમ મને પૂછી રહ્યા છે. આ ટકાવારીનો હિસાબ કરનારા આપણા બાંધવોને હું પૂછું છું કે આપણા સૈનિકોને માત્ર દસ જ ટકા લોહી વહાવવાનું અને બાકીનું બચાવી રાખવાનું આપણે કહી શકીશું કે ?

આજે કેટલાએ ગરીબ હિન્દીઓ, ચોકીદારો, ધોબીઓ, હજામો, ગવલીઓ, નાના દુકાનદારો—મારી સમક્ષ આવીને પોતાનું સર્વસ્વ દેશને ચરણે ધરી જાય છે. કેટલાક ગરીબોએ એમની પાસેનું બધું ધન મને આપી દીધું છે એટલું જ નહિ પણ એમણે જીવનભર પસીનો પાડીને બેંકમાં જમા કરેલી રકમ પણ મારે ચરણે ધરી દીધી છે. મલાયામાં વસતા હિન્દીઓમાં શું કોઇ પણ એવો ધનાઢ્ય હિન્દી નથી કે જે પોતાની “બેંકબુક” મને આપીને એમાંના નાણાં દેશને કાજે ખર્ચવાનો મને અનુરોધ કરે ?

છેલ્લે હું તમારી સમક્ષ આરઝી–હકૂમતે–આઝાદ હિન્દનો કાર્યક્રમ રજૂ કરું છું. આ કાર્યક્રમના અમલમાં આપણે પદ્ધતિસર સ્થિરગતિએ કામ લેવાનું છે. યુદ્ધ પહેલાં, મલાયામાં વસતા હિન્દીઓની સમૃદ્ધિનો આંકડો એક અબજ પર પહોંચતો હતો—અને એ પછી તો માલનું મૂલ્ય ઘણું વધ્યું છે તેની તમને ખબર છે. સામાન્ય રીતે એક સરકાર વર્ષમ એક અંદાજપત્ર તૈયાર કરે છે અને પછી જો જરૂર જણાય તો વર્ષ દરમિયાન વધારાનાં અંદાજપત્રો પણ તૈયાર કરી લે છે. હું પણ એમ જ

કરવા માગું છું તમારે ક્યાં તો સર્વસ્વ હોમી દેવાની વૃત્તિથી સ્વેચ્છાએ આગળ આવવાનું છે અથવા તો યુદ્ધ પૂરું થાય ત્યાં સુધી પ્રસંગોપાત અમે તમારી પાસે જે જે માગણીઓ કરીએ તે તમારે પૂરી કરવાની છે, મલાયા પાસેથી મારે પહેલવહેલાં ૧૦ કરોડ રૂપિયા જોઇએ છે. મલાયામાંની હિન્દી અસ્કયામતોનો એ લગભગ ૧૦મો ભાગ છે. આ પરિષદમાં મલાયામાંના ઘણા ધનાઢ્ય લોકો હાજર છે એટલે અહીંને અહીં જ એકાદ કરોડ રૂપિયા એકઠા થઈ જવાની હું આશા રાખું છું મલાયામાંથી એક મહિના જેટલા સમયમાં ૧૦ કરોડ રૂપિયા ભેગા કરવાની મારી આકાંક્ષા છે.

૨૫: ૧૦: '૪૩



[૧૮]

## રાષ્ટ્રના પિતાને

પૂ. મહાત્માજી,

આપની તબિયત જરા સુધરી છે અને હવે આપ, અમુક અંશે જાહેર કામ પ્રત્યે ધ્યાન આપી શકો છો એટલે આપને આ પત્ર લખવાની અને તે દ્વારા હિંદ બહારના રાષ્ટ્રભક્ત હિંદીઓની યોજનાઓ અને પ્રવૃત્તિઓનો ખ્યાલ આપવાની તક લઉં છું. એ વાત લખું તે પહેલાં, નાદુરસ્ત તબિયતને કારણે આપની કરવામાં આવેલી અચાનક મુક્તિ બાદ કેટલાય દિવસ સુધી દુનિયાભરના હીંદીઓમાં જે ચિંતાની લાગણી પ્રસરી હતી તેની આપને જાણ કરવા માગું છું. બ્રિટિશ કારાવાસમાં શ્રી. કસ્તુરબાના કરુણ અવસાન પછી આપના દેશબાંધવો આપની તબિયત વિષે સચિંત બને એ કુદરતી છે. હિંદની બહાર તેમ જ હિંદમાં એવા હિંદીઓ છે કે જેઓ પ્રામાણિકપણે એમ માને કે બ્રિટિશ સરકાર સમજૂતી કે અહિંસક અસહકારના નૈતિક દબાણથી કોઇ દિવસ વશ થશે નહિ. તેમ છતાં હિંદ બહારના હિંદીઓને મન પદ્ધતિના આ ભેદો આંતરિક ઘરઘરાઉ મતભેદો જેવા છે. જ્યારથી તમે લાહોર કોંગ્રેસ ખાતે સંપૂર્ણ સ્વાતંત્ર્યનો ઠરાવ પસાર કર્યો ત્યારથી તેમની સૌની સામે એક જ ધ્યેય રહ્યું હતું. હિન્દ બહારના હિન્દીઓને મન આપણા દેશની આજની જાગૃતિના આપ સર્જક છો.

દુનિયા સમક્ષના એમના સઘળા પ્રચારમાં તેઓ આપનું એ સ્થાન સ્વીકારે છે અને એ સ્થાનને યોગ્ય એવું આપનું બહુમાન કરે છે. હિંદ બહારના દેશ-ભક્ત હિન્દીઓ અને હિન્દની આઝાદીના પરદેશી મિત્રો આપને માટે જે ઊંડો આદર ધરાવે છે તે, આપે જ્યારે ૧૯૪૨ના ઓગસ્ટમાં "હિન્દ છોડો" વાળો ઠરાવ વીરતાપૂર્વક રજૂ કર્યો ત્યારે તો ઘણો વધી ગયો હતો.

હું હિન્દમાં હતો ત્યારે બ્રિટિશ સરકારનો જે અનુભવ મને થયો છે. હિન્દ બહાર હતો ત્યારે બ્રિટનની નીતિ વિષે જે ગુપ્ત માહિતી મળી છે અને દુનિયાભરમાં બ્રિટનના ધ્યેયો અને હેતુઓ વિષે જે કંઈ મેં અવલોકયું છે તે ઉપરથી મારી પ્રમાણિકપણે ખાતરી થઇ છે કે બ્રિટિશ સરકાર આઝાદી માટેની હિન્દની માગણીને કદી પણ સ્વીકારશે નહિ. બ્રિટન આજે તો એક જ પ્રયત્ન કરી રહ્યું છે અને તે એ કે આ યુદ્ધને જીતવા માટે હિંદનું પૂરેપૂરું શોષણ કરવું. આ યુદ્ધ દરમિયાન બ્રિટનની હકૂમત નીચેનો અમુક પ્રદેશ એના દુશ્મનોએ ઝૂંટવી લીધો છે અને અમુક પ્રદેશ એના મિત્રોએ લઇ લીધો છે. જો મિત્રરાજ્યો કોઈ રીતે, યુદ્ધમાં વિજયી બને તો પણ ભવિષ્યમાં તો યુનાઇટેડ સ્ટેટસ જ ઉપર આવશે અને એનો અર્થ એ થશે કે બ્રિટન યુનાઇટેડ સ્ટેટસનું અનુચર બનશે. એમ થશે ત્યારે બ્રિટન એમના અત્યારના નુકસાનને ભરપાઈ કરવા માટે હિન્દને હંમેશ કરતાં વધુ નિર્દયતાથી ચૂસવા યત્ન કરશે. એમ કરવા માટે હિન્દમાંની રાષ્ટ્રીય ચળવળને હમેશને માટે સાફ કરી નાખવાની યોજનાઓ લંડનમાં તૈયાર થઈ ચૂકી છે એ યોજનાઓની માહિતી મને ગુપ્ત છતાં આધારભૂત સ્થળોથી સાંપડી છે અને એ વાત જણાવવી એ મારી ફરજ છે. બ્રિટિશ સરકાર અને બ્રિટિશ પ્રજા વચ્ચે ભેદ છે એમ માનવું એ ગંભીર ભૂલ છે. અલબત્ત બ્રિટનમાં, જેમ યુનાઇટેડ સ્ટેટસમાં છે તેમ આદર્શવાદીઓનું એક નાનું મંડળ છે કે જેઓ હિન્દને સ્વાધીન જોવાને ઇચ્છે છે. આદર્શવાદીઓને એમના દેશમાં "ચક્કર" જ માનવામાં આવે છે અને તેની તો અત્યંત ઓછી સંખ્યા

છે. હિન્દને લાગેવળગે છે ત્યાં સુધી તો બ્રિટિશ સરકાર અને બ્રિટિશપ્રજા એક જ છે.

યુનાઇટેડ સ્ટેટસ ઑફ અમેરિકાની યુદ્ધનેમો વિષે મારું એમ કહેવું છે કે વોશિંગ્ટન ખાતે જે મંડળીનું રાજ ચાલે છે તે અત્યારે આખી દુનિયા પર હકૂમત સ્થાપવાનાં સ્વપ્નાં સેવે છે. આ મંડળી અને એના માણસો અમેરિકન લાભો વિષે ખુલ્લી રીતે વાતો કહે છે. તેઓ એમ કહેવા માગે છે કે આ સૈકામાં યુનાઇટેડ સ્ટેટસ આખી દુનિયા ઉપર હકૂમત સ્થાપશે. આ મંડળીમાં કેટલાક તો એવા છે કે જે બ્રિટનને યુનાઇટેડ સ્ટેટસનું ઓગણપચાસમું "સ્ટેટ" કહેવાની હદ સુધી જાય છે. આપે જીવનભર જે માર્ગની હિમાયત કરી છે તે માર્ગે, લોહી રેડયા વિના હિંદની આઝાદી મળે તો હિન્દ બહારના સૌ કોઈ હિન્દીઓને હર્ષ સિવાય બીજી કોઈ જ લાગણી નહિ થાય પણ સાચી વસ્તુસ્થિતિને નિહાળ્યા પછી મારી તો ખાતરી થઈ ચૂકી છે કે જો આપણે આઝાદી જોઈતી હશે તો આપણે લોહીમાં પગ મૂકીને ચાલવા તૈયાર રહેવું પડશે.

હિન્દમાં જ, આપણા પોતાના પ્રયત્નો અને સાધનોથી સશસ્ત્ર સંગ્રામની ગોઠવણ કરવા માટે અનુકૂળ સંજોગો હોય તો, એ જ માર્ગ આપણે માટે સર્વોત્તમ હતો, પણ મહાત્માજી, આપ તો હિંદના સંયોગો બીજા કોઈ કરતાં વધુ સારી રીતે જાણો છો. હિંદમાં વીસ વર્ષ સુધી જાહેર સેવાના મારા અનુભવ પછી હું તો આ નિર્ણય ઉપર આવ્યો છું કે પરદેશમાં વસતા આપણા દેશબાંધવો તેમજ બીજી કોઈ પરદેશી સત્તા અથવા સત્તાઓની કંઈક મદદ વિના દેશમાં સશસ્ત્ર સંગ્રામ યોજવો અશકય છે. આ યુદ્ધ ફાટી નીકળવા પહેલાં તો કોઈ બહારની સત્તા અથવા તો પરદેશ વસતા હિન્દીઓ પાસેથી પણ સહાય મેળવવાનું ઘણું જ મુશ્કેલ હતું. પણ અત્યારનું યુદ્ધ ફાટી નીકળવાને લીધે બ્રિટિશ સામ્રાજ્યના દુશ્મનો પાસેથી લશ્કરી તેમજ રાજદ્વારી મદદ મેળવવાની શકયતાઓ ખુલી એટલે એમની પાસેથી કંઈ મદદની આશા રાખવા

માટે, મારે એ જાણી લેવાનું હતું કે સ્વાધીનતા માટેની હિન્દની માગણી પ્રત્યે એમની વલણ શી છે?

મહાત્માજી આપને હું ખાતરી આપું છું કે આ જોખમભર્યાં કાર્ય માટે નીકળવાનો અંતિમ નિર્ણય કર્યા પહેલાં એ આખા પ્રશ્નની બંને બાજુઓનો પૂરેપૂરો વિચાર કરવામાં મેં દિવસો, અઠવાડિયાં અને મહિના ગાળ્યા છે. મારા દેશની જનતાની, મારી સર્વ શક્તિઓ રેડીને આટલાં વર્ષો સુધી સેવા કર્યા બાદ દેશદ્રોહી થવા અથવા કોઈ મને દેશદ્રોહી કહે એવું કરવા ઇચ્છા જ ન રહે.

દેશમાં રહી, જેમ મેં અત્યાર સુધી કામ કર્યું છે તે જ કામ કર્યા કરવું એ મારે માટે સહેલામાં સહેલી વસ્તુ હતી. યુદ્ધ ચાલે ત્યાં સુધી હિંદની જેલમાં રહેવું એ પણ મારા માટે સહેલી વાત હતી. અંગત રીતે તો, એમ કરવામાં મારે કંઈ ખોવાપણું નહોતું. મારા દેશબાંધવોના સ્નેહ અને ઉદારતાને લીધે, મને તો હિંદમાં કોઇ જ જાહેર સેવકને મળી શકે તેટલું ઉચ્ચમાં ઉચ્ચ માન મળ્યું હતું. મારામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખનાર અડગ અને વફાદાર સાથીઓનો બનેલો એક પક્ષ હું કરી શક્યો હતો. એક સાહસિક ખોજ માટે બહાર જઇને તો હું માત્ર મારી જિંદગી અને મારી ભાવિ કારકિર્દીને જ નહિ પણ તેથી યે વધુ, મારા પક્ષના ભાવિને હોડમાં મૂકતો હતો. હિન્દ બહારની પ્રવૃત્તિ વિના આપણે આઝાદી મેળવી શકીશું એવી મને જરા પણ આશા હોત તો મેં કટોકટીના કાળ દરમિયાન હિન્દ છોડયું ન હોત, જો મને જરા પણ આશા હોત તો આપણી જિંદગી દરમિયાન આપણને આ યુદ્ધમાં સાંપડી છે તેવી આઝાદી મેળવવાની બીજી સોનેરી તક સાંપડવાની છે તો હું ઘર છોડીને આ રીતે નીકળ્યો હોત કે કેમ તે શંકા છે. પણ મને બે વસ્તુઓની ખાતરી થઈ ગઈ હતી. એક તો એ કે આવી સોનેરી તક ફરીથી સો વરસ સુધી તો આવે તેમ નથી અને બીજી એ કે બહારની પ્રવૃત્તિ વિના દેશમાંના આપણા પોતાના પ્રયત્નોથી જ માત્ર, આપણે આઝાદી મેળવી શકીશું નહિ, એટલા માટે જ મેં ઝંપલાવવાનો નિશ્ચય કર્યો.

આપણા દુશ્મનો મારી સામે જે પ્રચારકાર્ય કરે છે તેની મને ખબર છે. પણ મને ખાતરી છે કે મને સારી રીતે ઓળખનારા મારા દેશબાંધવો એનાથી કદી ભોળવાશે નહિ. જે માણસ આખી જિંદગી સુધી રાષ્ટ્રીય સ્વમાન અને ઇજ્જતને સાચવતો રહ્યો અને જેણે એની રક્ષા માટે ઘણું સહન કર્યું છે એ માણસ કોઇ પરદેશી સત્તાને એ રાષ્ટ્રીય સ્વમાન ને ઇજ્જતની સોંપણી ન જ કરી શકે. કોઇ પણ હિંદીને મળી શકે તેવું ઊંચામાં ઊંચું માન મારા દેશબાંધવો પાસેથી મેળવ્યા પછી, પરદેશી સત્તા પાસે મારે શું મેળવવા જેવું હોય? જે માણસને સ્વમાન કે ઇજ્જત ન હોય અથવા તો જે માણસ બીજાની લાગવગ દ્વારા પોતા માટે કોઇ પદવી પ્રાપ્ત કરવા માગતો હોય તે માણસ જ 'પૂતળું' બની શકે.

મારો કટ્ટામાં કટ્ટો શત્રુ પણ એમ કહેવાની હિંમત નહિ કરે કે મારે હાથે હું રાષ્ટ્રીય સ્વમાન અને ઇજ્જત વેચું એવો છું, મારો કટ્ટરમાં કટ્ટર દુશ્મન એમ કહેવાની પણ હિમ્મત નહીં કરી શકે કે મારા દેશમાં મારું કંઇ જ સ્થાન નહોતું અને મારી જાત માટે કોઈ ઉચ્ચ સ્થાન મેળવવા માટે મારે પરદેશી મદદને જરૂર છે. હિંદ છોડીને તો મેં મારી પાસે જે કંઇ હતું—મારી જિંદગી પણ હોડમાં મૂકી, પણ મારે એ જોખમ ખેડયા સિવાય છૂટકો નહોતો. કારણ કે એમ કરવાથી જ હિંદની સ્વાધીનતાની પ્રાપ્તિના કાર્યમાં હું મદદ કરી શકું એમ હતું.

ધરીસત્તાઓ સંબંધે માત્ર એક પ્રશ્નનો જવાબ આપવો મારે બાકી રહે છે. એમણે મને ભોળવ્યો હોય અથવા ફસાવ્યો હોય એ શક્ય નથી! સૌથી લુચ્ચા રાજપુરુષો બ્રિટનના જ છે એ વાત સૌ કોઈ સ્વીકારશે એમ હું માનું છું. જિંદગીભર જે માણસે બ્રિટિશ રાજપુરુષો સાથે કામ કર્યું છે અને લડયો છે તે માણસ દુનિયાના બીજા મુત્સ-દ્દીઓથી કદી ભોળવાય નહિ. જો બ્રિટિશ મુત્સદ્દીઓ મને ભોળવવામાં

કે દબાવવામાં નિષ્ફળ ગયા હોય તો, બીજા કોઈ મુત્સદ્દીઓ એમ કરવામાં સફળ થઈ શકે નહિ, અને જેને હાથે મને લાંબો કારાવાસ, દમન અને શારીરિક ઇજા સહન કરવી પડેલ એ બ્રિટિશ સરકાર મને ઢીલો પાડવાને નિષ્ફળ ગઇ હોય, તો બીજી કોઇ સત્તા એમ કરવાની આશા રાખી શકે નહિ.

એક એવો યે વખત હતો જ્યારે જાપાન આપણા શત્રુ સાથે મૈત્રી સંબંધે સંકળાયેલું હતું. જ્યાં સુધી એંગ્લો-જાપાન સંબંધ કાયમ હતો ત્યાં લગી હું જાપાન ગયો જ નહિ, પણ જાપાને જ્યારે મારા મત અનુસાર એના ઇતિહાસનું સૌથી વધુ મહત્ત્વનું પગલું ભર્યું એટલે કે બ્રિટન અમેરિકાની સામે યુદ્ધની જાહેરાત કરી, ત્યારે મેં મારી સ્વતંત્ર ઇચ્છાથી જાપાનની મુલાકાત લેવાનો નિશ્ચય કર્યો. ૧૯૩૭-૩૮માં મારા અનેક દેશબાન્ધવોની પેઠે મારી સહાનુભૂતિ પણ ચુંગકીંગ પ્રત્યે જ હતી. કોંગ્રેસના અધ્યક્ષપદેથી ૧૯૩૮ના ડિસેમ્બરમાં ચુંગકીંગમાં મેં એક તબીબી મિશન મોકલ્યું હતું તે પણ આપને યાદ હશે.

મહાત્માજી કેવળ વચનોની બાબત હિંદી લોકો કેટલા ઊંડા શંકાશીલ છે એ આપ બીજા કરતાં ઘણી જ વધારે સારી રીતે સમજો છો. જાપાનની પોતાની નીતિની જાહેરાત એ પણ જો કેવળ વચનોની જ વાત હોત, તો હું એની અસર નીચે કદી જ ન આવત.

રાષ્ટ્રીય સેવા માટે ફાળો અને સામગ્રી ઊઘરાવવાનો અને રંગરૂટોની ભરતી કરવાનો મને વીશ વરસનો અનુભવ છે. એ અનુભવના પ્રકાશમાં પૂર્વ એશિયાના આપણા દેશબાન્ધવો જે બલિદાનો આપી રહ્યા છે તેનું મૂલ્યાંકન હું કરી શકું છું. તેમનો પ્રયત્ન ભવ્ય છે.

મહાત્માજી, હવે હું આપને, અમે જે કામચલાઉ સરકાર અહીં સ્થાપી છે તેના વિષે વાત કરીશ, એ કામચલાઉ સરકારનું ધ્યેય એ છે કે હિંદને એક સશસ્ત્ર આન્દોલન દ્વારા, બ્રિટનની ધૂંસરીમાંથી

મુક્ત કરવું. એક વાર આપણા દુશ્મનોને હિન્દમાંથી હાંકી કાઢયા, અને શાંતિ અને વ્યવસ્થાનું સ્થાપન થયું કે તરત જ એ કામચલાઉ સરકારનું કામ પૂરું થયું. પછી દેશનું રાજતંત્ર કયા પ્રકારનું રાખવું અને એના કારભારની જવાબદારી કોને સોંપવી એનો નિર્ણય કરવો એ અધિકાર હિંદી પ્રજાનો પોતાનો છે. હું આપને ખાતરી આપું છું કે મહાત્માજી, હું અને મારા બધા સાથીઓ અને સૌ પોતાની જાતને પ્રજાસેવકો જ સમજીએ છીએ. અમારાં બલિદાન અને અમારી યાતનાઓનો જો કોઇ બદલો અમે માગતા હોઈએ તો તે ફક્ત અમારી માતૃભૂમિની સ્વતંત્રતા. હિંદ એકવાર સ્વતંત્ર થઇ જાય તે પછી અમારામાંના કેટલાક તો રાજકારણમાંથી નિવૃત્તિ જ લેવા માગે છે.

આપણા દેશબાંધવો, ભાગ્યવશાત્ પોતાના જ પ્રયાસોએ દેશની આઝાદી હાંસલ કરવા સમર્થ થાય, અથવા બ્રિટિશ સરકાર પોતે જ આપના 'હિંદને છોડો' વાળા ઠરાવને મંજૂર રાખીને અમલમાં મૂકે તો અમારા કરતાં વધુ ખુશી બીજા કોઇને નહિ ઉપજે. પરંતુ એ એમાંથી એકકે થવાનું નથી અને સશસ્ત્ર આંદોલન અનિવાર્ય છે એવી અમારી માન્યતા થઇ ગઈ છે અને આ માન્યતા ઉપર જ અમે ચાલીએ છીએ.

હું જાણું છું કે અમારી સામે એક દીર્ઘ અને વિકટ સંગ્રામ ઊભો છે. હિન્દની ધરતી ઉપર બ્રિટન પોતાના સામ્રાજ્યના સંરક્ષણને માટે બહાદુરીથી અને મરણિયાવૃત્તિથી લડશે એ હું સમજું છું. પણ સાથે હું એ પણ જાણું છું કે સંગ્રામ ગમે તેટલો વિકટ અને લાંબો બને, છતાં એનું પરિણામ એક જ આવી શકે છે—આપણો વિજય. હિન્દનો આખરી આઝાદી–જંગ શરુ થઈ ચૂકયો છે. આઝાદ હિંદ ફોજના લશ્કરો આજે હિંદની વસ્તી ઉપર જ બહાદુરીથી લડી રહ્યા છે. અનેક અનેક મુશ્કેલીઓ અને કઠણાઇઓ હોવા છતાં તેઓ ધીમે પણ દૃઢ પગલે આગળ વધી રહ્યા છે. હિન્દમાંથી જ્યાં લગી છેલ્લામાં

છેલ્લા બ્રિટિશરને ધકેલી કાઢવામાં નહિ આવે અને જ્યાં સુધી ન્યુ 'દિલ્હીના વાઇસરોયના પ્રાસાદ ઉપર આપણો ત્રિરંગી ધ્વજ મગરૂરીથી નહિ ફરફરે ત્યાં સુધી આ સશસ્ત્ર લડત ચાલુ જ રહેશે.

આપણા રાષ્ટ્રના હે પિતા! હિંદની સ્વાધીનતાના આ પવિત્ર યુદ્ધમાં અમે આપના આશીર્વાદ અને આપની શુભેચ્છાઓ ચાહીએ છીએ!'



## આગના તણખા

એક વખત એવો પણ હતો કે જ્યારે આઝાદ હિન્દ ફોજ યુદ્ધમાં સામેલ થશે કે નહિ થાય, અને સામેલ થશે તો તે લડી શકશે કે કેમ—અને લડી શકશે તો તે દુશ્મનોને શિકસ્ત આપી શકશે કે કેમ એ બાબત લોકોને શંકા હતી. એ કસોટીમાંથી આપણે હવે સફળ રીતે પાર પડી ચૂક્યા છીએ અને સ્વાભાવિક રીતે જ, એણે આપણા આત્મવિશ્વાસમાં પારાવાર ઉમેરો કર્યો છે.

યુદ્ધ જ્યારથી હિન્દની તળભૂમિ ઉપર આવ્યું છે ત્યારથી આપણું બની ચૂક્યું છે. આમ, આપણે આપણું પોતાનું યુદ્ધ લડી રહ્યા છીએ એ વાતે રણભૂમિ ઉપર લડી રહેલ આપણા સૈનિકોને જ ફક્ત નહિ, પરંતુ મોરચાની પાછળ યુદ્ધકાર્ય કરી રહેલી આપણી પ્રજાને પણ અપાર પ્રેરણા પાઇ છે.

અત્યાર સુધીમાં મને આપણા સૈનિકો તરફથી પોતે જે અનેક હાડમારીઓ વેઠી રહ્યા છે તે બાબત એક પણ ફરિયાદ કે રાવ મળી નથી. આપણા સિપાહીઓની રાવ ફક્ત એક જ છે. અને તે ત્યારે, કે, જ્યારે એમને રણમેદાન ઉપર મોકલવામાં વિલંબ થતો હતો. તાજેતરમાં જ મેં એક હોસ્પિટલની મુલાકાત લીધેલી. આપણા જખમી સિપાહીઓ અને મેલેરિયાથી પીડાતા બીજા સિપાહી સૈનિકો ત્યાં હતા. આ બધાની એક જ ઇચ્છા હતી, જે

તેમણે મારી પાસે વ્યક્ત કરી: અમને જલદી પાછા રણ મેદાન ઉપર મોકલી આપો અમે હવે સજ્જ થઈ ગયા છીએ. એ લોકોએ મેદાને જંગની હાલત જોઈ છે. તેઓ લડયા છે કેવા કપરા સંજોગોમાં તે તેઓ જ જાણે છે અને છતાં તેઓ ફરી વાર ત્યાં પહોંચી જવા માટે થનગની રહ્યા છે. તેમનો આશાવાદ અખૂટ છે. કોઈ પણ જાતની અતિશયોક્તિ કર્યા સિવાય હું કહી શકું છું કે, આ પ્રકારનો અજેય આશાવાદ પૂર્વ એશિયાના હિન્દીઓમાં સર્વત્ર જોવા મળે છે.

આ આશાવાદને એક બીજી વાત પણ વધુ દૃઢ બનાવે છે, અને તે છે હિંદની અંદરની પરિસ્થિતિ. તમે જાણો છો તેમ, કોંગ્રેસ અને સરકાર વચ્ચે હજુ સમાધાન થયું નથી. જ્યારે મહાત્મા ગાંધીજીને એકાએક છોડી મૂકવામાં આવ્યા ત્યારે ઘણા લોકો મનમાં ને મનમાં એક પ્રશ્ન પૂછી રહ્યા હતા: આ મુક્તિ તબીબી કારણોસર છે કે એની પાછળ કોઇ રાજકીય ભૂમિકા છે? સમાધાનની કોઇ પૂર્વતૈયારીરૂપે તો આ મુક્તિ નથી? હવે એ વાત તદ્દન સ્પષ્ટ થઈ છે કે, મહાત્માજીને કેવળ એમની નાદુરસ્ત તબિયતને કારણે જ છોડી મૂકવામાં આવ્યા હતા. એમની મુક્તિની પાછળ રાજકીય હેતુ નહોતો. મહાત્મા ગાંધીજી અને સરકાર વચ્ચે જ્યાં સુધી સમાધાન નથી થયું ત્યાં સુધી આપણે માટે ચિંતાનું એક પણ કારણ નથી. હિંદની તળધરતી ઉપર કોંગ્રેસ અને બ્રિટિશ સરકાર વચ્ચે આ પરિસ્થિતિ પ્રવર્તતી હશે ત્યાં સુધી આપણું કાર્ય બહુ જ સરળ રીતે ચાલશે. એ સમાધાનની અત્યાર સુધી તો એકેય એંધાણી નથી; અને એથી યે વધુ પ્રોત્સાહક બિના તો એ છે કે, મહાત્માજીનાં અત્યાર લગીનાં બધાં જ નિવેદન એક જ વાત ઉપર ભાર મૂકે છે: બે વરસ પહેલાં 'હિંદને છોડી જાઓ' વાળો ઠરાવ કોંગ્રેસે કર્યો તેમાં કાનોમાત્રા જેટલોએ ફેરફાર કરવાની જરૂર મહાત્માજી દેખતા નથી.

આ બધા સંયોગો જોતાં હું એવા નિર્ણય ઉપર આવું છું કે, હિંદની આંતરિક પરિસ્થિતિ આપણને બધી વાતે અનુકૂળ છે. કોંગ્રેસે જ્યાં

સુધી બ્રિટિશ સરકાર સાથે સમાધાન નથી કર્યું, નમતું નથી આપ્યું ત્યાં સુધી હિંદી પ્રજા બ્રિટિશ–વિરોધી જ છે. આપણી લડત અને આગેકૂચ જેમ જેમ પ્રગતિ કરતી જશે તેમ તેમ હિન્દી પ્રજાને સમજાતું જશે કે, આઝાદી લડ્યા વગર આવવાની નથી. પરિણામે એ પણ જંગમાં ઝૂકાવવાનો નિર્ણય કરશે અને આપણા યુદ્ધસંચાલનને અંગે જોઈતી બધી યે મદદ તેના તરફથી આપણને મળતી થશે.

'હિન્દનું બ્રિટિશ સૈન્ય જ્યાં લગી બહારના કોઈ આક્રમણની સામે નહિ ભિડાય, ત્યાં લાગી અંદરની ક્રાંતિને દબાવી દેવાનું કાર્ય એને માટે સરળ રહેશે: એટલે હિન્દી આઝાદી જંગ માટે આઝાદ હિન્દ ફોજે બીજો મોરચો ઊભો કરવાનું નક્કી કર્યું. આપણે જ્યારે હિન્દની તળ ધરતી ઉપર ધસી જઈશું અને હિન્દીઓ જ્યારે પોતાની સગી આંખોએ બ્રિટિશ દળોને પાછાં હઠતાં જોશે ત્યારે જ તેમને ખાતરી થશે કે, બ્રિટિશરો માટે કયામતનો દિવસ હવે નજીક આવી ગયો છે. ત્યારે તેઓ શિરને સાટે આ જંગમાં ઝંપલાવશે અને વતનની મુક્તિને માટે આપણી સાથે સામેલ થઈ જશે. પછી તેઓ અને આપણે સાથે મળીને બ્રિટિશરોનો પીછો પકડીશું—ત્યાં સુધી કે જ્યાં સુધી હિંદની ધરતીને છોડીને તેઓ ચાલ્યા નહિ જાય!

'દોસ્તો, દુશ્મનોની તાકાતને ઓછી આંકવાની ભૂલ તો કોઈ બેવકૂફ જ કરે. આપણે આપણા દુશ્મનોના ખીચડીઆં સૈન્યોને જોયાં છે. આરાકાનમાં, કાલાદાન અને હાકામાં, ટિડિમ, મણિપુર અને આસામમાં જોયાં છે. આપણે પહેલેથી જ ધારતા હતા તે પ્રમાણે એમની પાસે આપણાં કરતાં વધારે અને આપણાં કરતાં ચઢિયાતી ખાદ્યાખોરાકી અને શસ્ત્રસામગ્રી છે. કારણ કે એમની પાસે તો આખો હિંદ પડ્યો છે, લૂંટવા માટે. અને છતાં આપણે સર્વત્ર એમને પરાજિત કર્યા છે. ક્રાંતિની ફોજો જગતમાં સર્વત્ર આવા જ સંયોગોમાં લડી છે...અને છતાં સર્વત્ર અંતે તો એમનો વિજય જ થયો છે. તેઓ પોતાની શક્તિ શરાબમાંથી કે ટીનનાં ડબ્બાઓમાં પેક થયેલ સૂપ કે ગાયના માંસમાંથી

નથી મેળવતા. શક્તિનું મૂળ તો શ્રદ્ધા અને ત્યાગમાં, વીરત્વ અને ધૈર્યમાં હોય છે. આઝાદ હિન્દ ફોજની તાલીમ બ્રિટિશ હિન્દ ફોજની તાલીમ કરતાં જુદા જ પ્રકારની છે. બ્રિટિશ હિન્દ ફોજને જે શીખવવામાં નથી આવ્યું તે એને શીખવવામાં આવ્યું છે. અને તે એ કે, "સંકટો અને સખતાઈભર્યા સંજોગોમાં પણ લડતા રહેવું. જે ૩૮ કરોડ હિન્દીઓની આઝાદીને ખાતર એણે શસ્ત્રો ઉપાડ્યાં છે, તેમને એ કદી જ છેહ નહિ દે."

"૧૮૫૭ની ઘટનાઓનો અભ્યાસ કરું છું અને ક્રાન્તિ તૂટી પડી તે પછી બ્રિટિશરોએ જે અત્યાચારો કર્યા તેમનો વિચાર કરું છું... ને લોહી સળગી ઊઠે છે. બ્રિટિશ ત્રાસ અને પાશવતાનો શિકાર બનેલ એ ૧૮૫૭ના વીરોનું વેર લેવાની આપણી ફરજ છે—જો આપણે મર્દ બચ્ચાઓ હોઈએ તો. હિન્દ એ વેરની વસૂલાત માગે છે. ફક્ત યુદ્ધ દરમિયાન જ નહિ, પણ યુદ્ધ પછી પણ, બેગુનાહ આઝાદીપરસ્તોનું શોણિત વહેવડાવનારા અને એમના ઉપર અમાનુષી અત્યાચારો આચરનારા બ્રિટિશરોને પોતાના એ અપરાધોની સજા મળવી જ જોઈએ.

'આપણે હિંદીઓમાં એક મોટી ખામી છે. આપણે આપણા દુશ્મનોને જેટલી ઉગ્રતાથી ધિક્કારવા જોઈએ તેટલી ઉગ્રતાથી ધિક્કારતા નથી. અતિમાનવ વીરતા અને ધીરતાની પરાકાષ્ઠાએ આપણા દેશબાન્ધવો પહોંચે એવી જો આપણી ઇચ્છા હોય તો આપણે તેમને પોતાના વતનને ચાહતા શીખવવું જોઈએ...અને સાથે સાથે વતનના દુશ્મનોને ધિક્કારતા પણ શીખવવું જોઈએ.

'માટે હું માગું છું લોહી. દુશ્મનના લોહીથી જ એના ભૂતકાળના અપરાધોનો હિસાબ સાફ થશે. પણ લોહી લેવું સહેલ નથી, એને માટે લોહી આપવાની તૈયારી જોઈએ. પરિણામે ભાવિનો આપણો કાર્યક્રમ લોહી આપવાનો છે. આપણા ભૂતકાલિન પાપો આપણા વીરોના લોહીથી જ ધોવાશે. આપણા વીરોનું લોહી એ જ આપણી

આઝાદીની કિંમત છે. બ્રિટિશ જુલમગારો સામેના આપણા હિસાબની પતાવટ આપણા વીરોની નિજનું શોણિત રેલાવતી વીરતા જ કરી શકશે.'

'બ્રિટિશ પ્રચારે છેલ્લા વિશ્વયુદ્ધમાં જે રીતો અખત્યાર કરી હતી તેને વિષે તો ખુદ બ્રિટિશ લેખકોએ પોતો જ ખૂબ લખ્યું છે.

'એ પ્રચાર અસત્યની દિશામાં ક્યાં સુધી જઈ શકે છે તે જાણવા માટે પોન્સોન્બી જેવાની 'સિક્રેટ્સ ઓફ ક્યુઝ હાઉસ' અને 'વૉરટાઇમ ફોલ્સ હૂડઝ' જેવી બે ચોપડીઓ વાંચો તો બસ. જર્મનો મૃત સૈનિકોનાં શરીરોમાંથી ચરબી નીચોવી કાઢે છે એ જૂઠાણાનો પ્રચાર કરનાર એક અંગ્રેજ જનરલ જ હતો. બ્રિગેડિયર ચાર્ટરિસ, પોતે જેનો પ્રચાર કરી રહ્યો છે તે, નરાતાળ જૂઠાણું છે એ પણ જાણતો હતો. યુદ્ધ પછી એણે કબૂલ પણ કર્યું કે મારા જૂઠાણામાં લોકો આટલો બધો વિશ્વાસ મૂકશે એમ મેં પોતે પણ નહોતું કલ્પેલું. પરંતુ ભોળા જગતે માન્યું કે બ્રિટિશ જનરલ જેવો માણસ કદી જૂઠું બોલે જ નહિ અને એ ભ્રમમાં ને ભ્રમમાં ગપગોળો ધર કરીને બેઠો !

'કૂતરાની પૂંછડી વાંકી તે વાંકી. એ સીધી થાય જ નહિ તેમ જૂઠા માણસને ખાતરી થઇ જાય કે, મારા જૂઠાણામાં હવે કોઇને એતબાર જ નથી, છતાં જૂઠાણું એ ઝીંકયે જ રાખવાનો? કારણ? ટેવ પડી! પડી ટેવ તે તો ટળે કેમ ટાળી! જૂઠાનો જીવ એક જ તાંતણા ઉપર લટકી રહ્યો હોય છે—કે જગતમાં હજુ પણ થોડાક હૈયાફૂટા નીકળી આવશે !

'આ આશાને તાંતણે જ એ ગબારાઓ ચડાવ્યે જાય છે. જૂઠાણાં ઝીંકવાની આ મેલી રમત બ્રિટિશરો હજુ પણ રમી રહ્યા છે. એ જોઇને, મને પોતાને તો કશી જ નવાઈ નથી ઉપજતી...

'ઠીક ઠીક લાંબા વખત સુધી દુશ્મનોના પ્રચારકોએ એક જ જાપ જપ્યા કર્યો: આઝાદ હિંદ ફોજ એક પૂતળાં-ફોજ છે. જાપાનીઓ

જેવું જંતર વગાડે છે તેવી એ નાચે છે. પણ આખરે એમને ભાન થયું કે આ ગોળો ચાલે એમ નથી કારણ કે સૌ કોઈ પૂછવા લાગ્યા કે આઝાદ હિંદ ફોજ જો ખરેખર જ એક પૂતળા-ફોજ હોય તો એ આટલી બહાદુરીથી અને આટલી બધી મરણિયાવૃત્તિથી લડે છે શા માટે? એટલે બ્રિટિશ પ્રચારકોએ ચાલ બદલી. હવે તેઓ એમ કહે છે કે, આઝાદ હિન્દ ફોજ એ એક કચરાપટ્ટી ફોજ છે. આની પાસે ખાવા ધાન નથી અને લડવા માટે પૂરતાં શસ્ત્રો નથી.

'પણ ક્રાન્તિના દળોને-પછી એ આયર્લેંડમાં હોય, ઈટાલીમાં હોય, રશિયામાં હોય કે કોઇ બીજે ઠેકાણે હોય-સદા આવા જ સંયોગોમાં લડવું પડે છે અને દર વખતે અંતને છેડે એમનો વિજય જ થાય છે. આપણું પણ એમ જ થવાનું પણ દરમિયાન આપણી આઝાદીની કિંમત આપણે આપણા લોહીથી ભરપાઈ કરવાની.

'બ્રિટિશ પ્રચારકોનો એક નવો ધડાકો એ છે કે અહીં આપણે ઈસ્લામ ઉપર ત્રાસ ગુજારી રહ્યા છીએ-કે અહીં આપણે બધા ઈસ્લામ વિરોધીઓ છીએ. આમાં કેટલું સત્ય છે તે તમે સૌ જાણો છો. આપણી આરઝી સરકારમાં, આપણા સંઘમાં, આપણી ફોજમાં મુસલમાનો છે; આપણી ફોજમાં મુસલમાન અમલદારો છે તે કોઈ જેવા તેવા તો નથી જ. તેઓ ખાનદાન કુટુમ્બોના નબીરાઓ છે. અને દહેરાદૂનની મિલિટરી એકેડેમીમાં ભણ્યા છે. ના, એમના જૂઠાણાં અહીં આપણને રંજ માત્ર સ્પર્શવાનાં નથી. અને જગત તો એમને માનતું જ નથી.'

❧

# યજ્ઞની વેદી ઉપર

"પ્રવૃત્તિનો આરંભ આપણે ઘણો જ મોડો કર્યો. ચોમાસાને લીધે હેરાન પરેશાન થઇ ગયા. માર્ગો પાણીમાં ડુબાડુબ હતા. નદીઓના વિરુદ્ધ પ્રવાહમાં સામગ્રી લઇ જવાનું મુશ્કેલ હતું. આથી ઊલટું દુશ્મનોના રસ્તા પ્રથમ પંક્તિના હતા. વરસાદ શરુ થયો તે પહેલાં ઈંફાલ જીતી લેવાની એક માત્ર તક હતી. આપણી પાસે વિશેષ હવાઇ બળ હોત, ને છેલ્લા આદમી સુધી ઈંફાલને મોરચે લડત આપવાનો દુશ્મન લશ્કરોને ખાસ હૂકમ ન હોત–તો વિજય આપણો જ હતો. શરૂઆત જાન્યુઆરીમાં કરી હોત તો જીતી શકાત. ધોધમાર વરસાદ પહેલાં, દરેક વિભાગમાં આપણે આગેકૂચ કરી ગયા હતા, યા તો કોઈ કોઇ સ્થળે દુશ્મનોને ખાળ્યા હતા. જુઓ, આરાકાન વિભાગમાં દુશ્મનોને થંભાવી દીધા હતા. કલાદન વિભાગમાં તો દુશ્મનોના કૂરચે કૂરચા ઉડાવી દઈ આપણે આગળ વધી ગયેલા. ટિડિમમાં પણ આગળ બઢ્યા હતા–પલર ને કોહીમામાં પણ. હેઠા વિભાગમાં એમને આગળ વધતા અટકાવી દેવામાં આવ્યા હતા. સંખ્યા બળની દૃષ્ટિએ દુશ્મન આટલો બધો બળવાન છતાં ય આ સર્વ સિદ્ધિઓ! ઉપરાંત ખોરાક ને સાધન સામગ્રીની હાડમારીનો પ્રશ્ન પણ હતો જ.

વરસાદના આગમનથી ઈંફાલ પરનું સાર્વત્રિક આક્રમણ મુલતવી રાખવું પડ્યું. યંત્રોથી સુસજ્જ એવા લશ્કરી દળો દુશ્મનોએ મોકલ્યા

ને કોહીમાં-ઇંફાલ રોડનો એમણે પુનઃ કબજો લીધો. એ વેળા પ્રશ્ન ઊભો થયો કે કયે મોરચે એમનો મુકાબલો કરવો? બંધી ક્યાં ઊભી કરવી? બે જ માર્ગ હતાઃ બિશેનપુર-પલેલ મોરચે એમને અટકાવવા ને આગળ વધવા ન દેવા અથવા પીછેહઠ કરી સુયોગ્ય સ્થળનો આશ્રય લેવો.

આ પ્રથમ આક્રમણે આપણને કયો બોધપાઠ શીખવ્યો? આપણને અગ્નિદીક્ષા મળી ગઇ. દારૂગોળો ખૂટવાથી અમુક, નાગરિકોમાંથી બનેલા તાજા સિપાહીઓને પીછેહઠનો હૂકમ આપવામાં આવ્યો હતો, પરંતુ પીછેહઠ એમણે મુનાસિબ ધારી નહિ. દુશ્મનો ઉપર એમણે બંધુકની ગોળીઓ ઝીંકે રાખી ને વિજયશ્રી વરીને સૌ પાછા ફર્યા.

આપણી ટુકડીઓનો આત્મવિશ્વાસ વધ્યો છે. દુશ્મનોના પક્ષમાં રહી લડતી હિન્દી ટુકડીઓ અહીં આવવા રાજી છે એની આપણને જાણ થઈ છે. એમના સ્વીકારની સર્વ ગોઠવણો આપણે કરી દેવી જોઇએ. વળી દુશ્મનોની યુદ્ધકલાનો પણ આપણને પરિચય લાધ્યો છે. દુશ્મનોના કિંમતી દસ્તાવેજો આપણે હાથ કર્યા છે. આપણા લશ્કરી સરદારોએ મેળવેલો અનુભવ પણ અપ્રતિમ છે.

આક્રમણ પહેલાં જાપાનને આપણી લશ્કરી તાકાતમાં વિશ્વાસ નહોતો. એમને તો આપણી ટુકડીને વિભાગોમાં વહેંચી નાખી પોતાના જાપાની લશ્કર સાથે જોડી દેવી હતી. પણ હું વાંછતો હતો આપણા લશ્કર માટે યુદ્ધ મોરચો. અંતે એ મળ્યો ખરો. વિભિન્ન શાખાઓના કમાંડરને તેમજ બીજા અફસરોને આ આક્રમણે મેળવી આપેલો અનુભવ નાનોસૂનો નથી. ઉપરાંત આપણી ક્ષતિઓ પણ દેખાઇ. વિકટ પ્રદેશને અંગે આપણાં વાહનવ્યવહાર ને પૂરવઠો ખામીવાળાં હતાં. આપણી પાસે મોરચા ઉપરનું પ્રચારકાર્ય નહોતું. આને માટે દળો તો તૈયાર હતાં પરંતુ વાહનવ્યવહાર વિના એમનો સદુપયોગ ન કરી શકાયો. હવે પછી આઝાદ હિંદ ફોજની પ્રત્યેક ટુકડીને એનો

નોખો પ્રચાર વિભાગ પણ હશે જ. લાઉડસ્પીકરોની આપણને જરૂર હતી પણ જાપાને તે આપ્યાં નહિ. હવે આપણાં પોતાના જ લાઉડ-સ્પીકરો બનાવી રહ્યા છીએ.' ૧૩ : ૧૦ : ૪૬

બિરાદરો,

આપ સૌ જાણો છો કે ગઇ સાલ યુદ્ધમોરચે આઝાદ હિંદ ફોજના અફસરોએ ને સૈનિકોએ મેળવેલી અભૂતપૂર્વ સિદ્ધિઓ, તેમજ એમનાં સ્વદેશપ્રેમ, શૌર્ય અને આત્મબલિદાન દ્વારા પ્રાપ્ત કરેલા દુશ્મન પરના વિજયોને કલંક લાગ્યું છે–મુઠ્ઠીભર અફસરો ને સિપાહીઓએ બતાવેલાં દ્રોહ અને કાયરતાને લીધે. આપણને આશા હતી કે નવું વર્ષ આવતાં એમનાં ભય ને વિશ્વાસઘાતનું નિકંદન કાઢી નાખીશું ને આ વર્ષે આઝાદ હિંદ ફોજ વીરતા અને આત્મબલિદાનની, જગતે નહિ જાણેલી એવી સિદ્ધિ નોંધાવશે. પણ એમ બનવા સર્જાયું નહોતું. બીજા ડિવીઝનના મુખ્ય થાણાના પાંચ અફસરોએ તાજેતરમાં કરેલા દ્રોહથી આપણી સૌની આંખ ખૂલી ગઈ. દળમાં બધું ક્ષેમકુશળ નથી અને કાયરતા તેમજ વિદ્રોહનાં બીજને ઉખેડી નાખવાનું હજી બાકી છે એમ ચોખ્ખું જણાઈ આવ્યું. હવે હમેશ માટે જો ભીરુતા ને વિશ્વાસઘાતનો સડો દૂર કરી શકીએ તો આ શરમજનક ને ઘૃણાજનક બનાવ પ્રભુની કૃપાથી, છૂપા આશીર્વાદ સમો નીવડે. આથી લશ્કરને વિશુદ્ધ કરવાનાં શક્ય તે સર્વ પગલાં ભરવાનો મેં અડગ નિશ્ચય કર્યો છે. હું શ્રદ્ધા રાખું છું કે આમાં મને તમારો સંપૂર્ણ ને હાર્દિક ટેકો મળશે.

કાયરતા ને વિશ્વાસઘાતનાં બીજ જડમૂળમાંથી ઉખેડી નાખવા માટે નીચેના પગલાંઓ લેવાં જ પડશે.

૧. ભલે ગમે તે હોદ્દાપર હોય, પણ આઝાદ હિંદ ફોજનો કોઇ પણ સભ્ય જો કાયરતા બતાવશે તો, આઝાદ હિન્દ ફોજનો મોટામાં મોટો અફસર કે સામાન્ય સૈનિક હવે પછી એની ધરપકડ કરી શકશે, જો એ વિશ્વાસઘાતી બને તો એને ઠાર પણ કરી શકશે.

૨. ફરજ કે ધર્મ સમજી કામ કરવાની જેની વૃત્તિ ન હોય, ભવિષ્યમાં બહાદુરીપૂર્વક લડવાનું જેનું હૈયું ચાલતું ન હોય, આઝાદ હિન્દ ફોજના તે સર્વ સભ્યોને ફોજ છોડી દેવાની હું તક આપું છું. આ સૂચના મળ્યા પછી એક અઠવાડિયા સુધીની એને મુદ્દત આપવામાં આવે છે.

૩. જે સૈનિકો આમ ન ઇચ્છતા હોય તેવાઓને આઝાદ હિંદ ફોજ છોડી જવાની તક આપ્યા ઉપરાંત આપણા લશ્કરની હું સંપૂર્ણ વિશુદ્ધિ કરવા માગું છું. આ સાફસુફી દરમિયાન આપણને છોડી જાય કે કટોકટીની પળે દગો દે એવી સહેજ પણ શંકા લાગે એવાંઓને હું બરતરફ કરવા માગું છું. આ લશ્કરી વિશુદ્ધિને સફળ બનાવવા તમારા સંપૂર્ણ સહકારની જરૂર છે. મને આશા છે કે આપણા લશ્કરમાં હજુય રહી ગયેલાં એવાં કાયર ને દ્રોહી તત્ત્વોની મળી શકે તે બધી બાતમી તમે મને ને મારા વિશ્વાસુ અફસરોને પહોંચાડશો.

૪. આ તત્ત્વો આજે ને આજે કંઈ નાબૂદ થાય એમ નથી. ભવિષ્યમાં પણ ચેતતા રહેવાની જરૂર છે. આઝાદ હિન્દ ફોજના પ્રત્યેક સભ્યનો ધર્મ છે કે હવે પછી એનાં આંખ ને કાન ખુલ્લાં રાખે, જેથી વિશ્વાસઘાત કે ભીરુતાનું સહેજ પણ વલણ દેખાય તો વખતસર એને પકડી શકાય. આઝાદ હિંદ ફોજના કોઈ પણ સભ્યને આવી ગંધ આવે કે તરત જ, મૌખિક કે લેખિત રીતે મને કે નજીકના અફસરને આ વાત જણાવી દે. બીજા શબ્દોમાં કહેવું હોય તો હું એમ કહું કે આઝાદ હિંદ ફોજનો પ્રત્યેક સભ્ય, હમેશ માટે ભારતદેશની આઝાદ હિંદ ફોજનાં માન ને પ્રતિષ્ઠાનો સંરક્ષક બને.

૫. આ સાફસૂફી થાય, જે ન ઇચ્છે તેને લશ્કર છોડી દેવાની તક આપવામાં આવે, તે પછી જો આવું બનશે તો એને માટે એક જ શિક્ષા છે અને તે દેહાંતદંડની.

૬. કોઈ પણ પ્રકારની કાયરતા યા દગાખોરી સામે આપણા લશ્કરમાં એવું નૈતિક પીઠબળ પેદા થવું જોઈએ, લશ્કરના દરેક સભ્યમાં એવી

બળવાન ભાવના જાગૃત થાય કે ક્રાંતિકારી લશ્કરના સભ્ય માટે ભીરુ કે દ્રોહી બનવા સમાન બીજો કોઈ વધુ નીચ કે ઘૃણાસ્પદ ગુનો નથી એમ સૌને લાગે. ભય ને વિશ્વાસઘાત પ્રત્યે તીવ્ર ફિટકાર આપણે કેવી રીતે જન્માવી શકીએ તેની સૂચનાઓ આ સાથે જુદી પ્રસિદ્ધ કરી છે, જેથી કરીને આપણા લશ્કરી દળોમાં એવો કોઇ કાયર કે દ્રોહી રહે નહિ.

૭. આ વિશુદ્ધિ પૂરી થયે આઝાદ હિંદ ફોજના પ્રત્યેક સભ્યે મા-ભોમની મુક્તિ સાંપડે નહિ તદ્પર્યંત શૌર્ય અને બાહોશીથી લડવાના શપથ ફેર લેવા પડશે. એને માટેનું ફોર્મ અને તે શપથની વિધિને લગતી સૂચના જુદી પ્રસિદ્ધ કરવામાં આવશે.

૮. કાયર કે દ્રોહી તત્ત્વોને લગતી માહિતી મેળવી આપનારને, એવાની ધરપકડ કરનારને કે યુદ્ધ મોરચા ઉપર આવા બાયલા ને વિશ્વાસઘાતીને ઠાર કરનારને ખાસ પારિતોષિક આપવામાં આવશે.

## (૨)

**બિરાદરો,**

પ્રથમથી નક્કી કરેલ દિવસે, વિદ્રોહ ને કાયરતા પ્રત્યે અપમાન, અણગમો ને તિરસ્કાર વ્યક્ત કરવા આઝાદ હિન્દ ફોજની પ્રત્યેક છાવ-ણીમાં એક વિશિષ્ટ સમારંભ યોજવામાં આવશે. પ્રત્યેક અફસર ને હોદ્દેદારે આમાં ભાગ લેવાનો રહેશે.

ઉત્સવની વિગત માટે એટલું કહું કે કાર્યક્રમને સર્વાંગ સફળ બના-વવા માટે દરેક છાવણીને પોતપોતાનો કાર્યક્રમ ઘડી કાઢવાની છૂટ છે. સમારંભની ઝાંખી રૂપરેખા માટેના સૂચનો નીચે પ્રમાણે છેઃ

(અ) ભીરુઓ તેમજ વિશ્વાસઘાતીઓ પ્રત્યે અનાદર અને ધિક્કાર વ્યક્ત કરતાં કાવ્યો કે લેખો લખી–વાંચી શકાય.

(બ) બેવફાઇ અને દ્રોહ સામે ફિટકાર વરસાવતા નાટકો લખી ને ભજવી શકાય.

(ક) માણસ કે પ્રાણીના રૂપમાં, પૂંઠાના, ઘાસ, માટી કે એવી બીજી કોઇ યોગ્ય વસ્તુનાં રીંછ, સારવે, ડે, મહમદ બક્ષ એવા બીજા ઘણા દેશદ્રોહીનાં કટાક્ષપૂતળાં બનાવીને, છાવણીનો પ્રત્યેક સભ્ય આ દગાબાજો તરફ સંપૂર્ણ ધિક્કાર વરસાવે.

(ડ) ભૂતકાળના હિન્દી ભડવીરોને બરદાવતા કે આજના આપણા મુક્તિ સંગ્રામના આઝાદ હિન્દ ફોજના સભ્યોની જવાંમર્દીની ગુણપ્રશસ્તી કરતાં ભાષણો યોજાય.

(ઇ) રાષ્ટ્રીય ગીત કે સામુદાયિક સૂત્રોચ્ચારની ઘોષણાથી સમારંભની પૂર્ણાહુતિ થાય.

સર્વોત્તમ કાર્યક્રમ રજૂ કરનાર છાવણીને વિશિષ્ટ પારિતોષિક આપવામાં આવશે.

(સહી) સુભાષચંદ્ર બોઝ
સુપ્રિમ કમાંડર
આઝાદ હિન્દ ફોજ.

બર્મા
૧૩ મી, માર્ચ, ૧૯૪૫

**આઝાદ હિન્દ ફોજના સિપાહીઓ,**

જાપાનના કૌવતવાન શાહીદળો સાથે હાથમાં હાથ મિલાવી લડતી આઝાદ હિન્દ ફોજની આપણી મોખરાની ટુકડીઓએ આ વર્ષના માર્ચની મધ્યમાં ઇંડો-બર્માના સીમાડા વટાવી દીધા હતા. ભારતમુક્તિની લડતનો પ્રારંભ ત્યારથી ખુદ હિન્દની ભૂમિપર થયો હતો.

દોઢસો વર્ષસુધી હિન્દને નિર્દયપણે ચૂસી નાખનાર બ્રિટિશ સત્તાધીશોએ, પોતાના વતી લડવા રણમોરચે વિદેશી સૈનિકો ખડકી દઇ, આપણી સામે એક અતિબળવાન લશ્કર ઊભું કરી દીધું હતું. ઇંડો-બર્મા સરહદ પાર કરીને, ધ્યેયસચ્ચાઇથી પ્રોત્સાહિત આપણા દળોએ, દુશ્મનના સંખ્યા બળે ચડિયાતા તેમ વધુ સુસજ્જ પણ વિસંવાદી ને ભિન્ન દળોનો મુકાબલો કર્યો અને દરેક મોરચે એમને શિકસ્ત આપી.

વધુ તાલીમબાજ, વધુ શિસ્ત પાળનારાં ને માતૃભૂમિ માટે 'કરેંગે યા મરેંગે'ના અવિચળ નિશ્ચયબળવાળાં આપણા લશ્કરી દળોએ, પ્રત્યેક પરાજયે હિંમત હારતા જતા દુશ્મનો પર પોતાની સરસાઇ આમ સાબિત કરી આપી.

કટોકટીની પરિસ્થિતિમાં લડતાં લડતાં આપણા અફસરો અને સૈનિકોએ એવાં સાહસ, એવી વીરતાનાં દર્શન કરાવ્યાં કે દરેકે પ્રશંસાનાં પુષ્પો વેર્યાં. આઝાદ હિન્દના ભવિષ્યના સૈનિકોને પાળવા માટે એમણે પોતાના રુધિર અને બલિદાનોથી અંકિત એવો એક સર્વોચ્ચ આદર્શ ઊભો કરી દીધો.

પૂર્ણ તૈયારી થઇ ચૂકી હતી. ઇંફાલ પરના અંતિમ આક્રમણના પાસા ગોઠવાઇ ગયા હતા. ને મુશળધાર વરસાદ પડયો. ઇંફાલ પર આક્રમણ લઇ જવાનું વ્યૂહરચનાકલાની દૃષ્ટિએ આથી અસંભવિત બન્યું.

પરિસ્થિતિની આવી ભીંસમાં ચઢાઇનો ઇરાદો પડતો મૂકવો પડયો. આમ આક્રમણનો વિચાર મુલતવી રાખવાથી આપણા જીતેલા મોરચાઓ પરની ટુકડીઓ ત્યાં જ રહી દુશ્મનોનો મુકાબલો કરે એ ડહાપણભર્યું નહોતું. સુયોગ્ય ને સંરક્ષાણાત્મક સ્થિતિ પ્રાપ્ત કરવા માટે ટુકડીઓને પાછી ખસેડી લેવી હિતાવહ હતું. આ નિર્ણયને આધારે ટુકડીઓને યોગ્ય સ્થળે ખસેડવામાં આવી છે. હવે આપણને મળતો બધો જ સમય આપણે તૈયારી પરિપૂર્ણ કરવામાં ગાળીશું, જેથી સારી ઋતુ આવતાં જ પુનઃઆક્રમણ કરવાનું બળ મેળવી શકીએ. યુદ્ધમોરચાના ઘણાખરા વિભાગો ઉપર, એક વખત દુશ્મનને શિકસ્ત આપ્યાથી, આપણાં અંતિમ વિજયમાં અને આક્રમણ કરનારા એંગ્લો-અમેરિકન ટુકડીઓનો નાશ કરવાની આપણી શ્રદ્ધામાં અનેક ઘણો વધારો થઇ ગયો છે. આ સર્વ પૂર્વ તૈયારીઓ પતાવીને વળી પાછા આપણે દુશ્મનો પર એક જબરદસ્ત આક્રમણ કરનાર છીએ. યુદ્ધશક્તિમાં સરસાઈ,

અખૂટ સાહસ, અને અફસરો તેમજ સૈનિકોની ફરજપાલન પ્રત્યેની અતૂટ ભક્તિને લીધે વિજયશ્રીની વરમાળ અચૂક આપણને જ મળવાની છે.

આ આક્રમણમાં રણમોરચે પોઢેલા શહીદોના અમર આત્માઓ, ભારતની મુક્તિના હવે પછીના બીજા તબક્કા વેળાના આપણાં શૌર્યને મર્દાનગીનાં કાર્યોમાં પ્રેરણા રૂપ બનો !'

૧૪ : ૧૦ : '૪૬

**આઝાદ હિન્દ ફોજના**
**બહાદુર અમલદારો અને સૈનિકો,**

બ્રહ્મદેશમાંથી હું ભારે હૈયે વિદાય લઇ રહ્યો છું. ૧૯૪૪ના ફેબ્રુઆરીથી આજ સુધીમાં આ ધરતી ઉપર તમે અનેક વીરસંગ્રામો ખેડયા છે. આપણા સ્વાતંત્ર્ય-વિગ્રહનું પહેલું યુદ્ધ, આપણે ઇંફાલમાં અને બ્રહ્મદેશમાં હારી બેઠા છીએ-પણ પહેલું યુદ્ધ જ. હજુ તો ઘણાં યુદ્ધો લડવાનાં બાકી છે. હું તો જન્મથી જ આશાવાદી છું. કોઇપણ સંજોગોમાં પરાજય તો હું સ્વીકારવાનો નથી. ઇંફાલનાં મેદાનોમાં, આરાકાનનાં જંગલો અને ડુંગરાઓમાં બ્રહ્મદેશના તેલવિસ્તારોમાં અને અને અન્યત્ર, તમે શત્રુઓ સામે જે મર્દાનગી દાખવી છે તે હિન્દી આઝાદીના યુદ્ધના ઇતિહાસમાં સર્વદા અંકિત રહેશે.

સાથીઓ, કટોકટીની આ ઘડીએ મારે તમને એક જ આદેશ આપવાનો છે અને તે એ કે થોડીક વારને માટે અગર જો આપણને પરાજય સ્વીકારવાનો છે, તો તે આપણે વીરોની પેઠે સ્વીકારીએ, શિસ્ત અને સ્વમાનના ઉચ્ચતર ધોરણોનું સાંગોપાંગ પાલન કરીને સ્વીકારીએ. હિંદીઓની ભવિષ્યની પેઢીઓ-જેઓ ગુલામીમાં નહિ પરંતુ આઝાદીમાં જન્મશે અને જીવશે-તમારી પ્રચંડ કુરબાનીઓને પ્રતાપે જ-તેઓ તમારા ઉપર આશીર્વાદ વરસાવશે; જગતને તેઓ સગર્વ સંભળાવશે કે મણિપુર, આસામ અને બ્રહ્મદેશના રણક્ષેત્રોમાં લડીને અને પરાજિત થઇને પણ, તમે સ્વાધીનતાની સિદ્ધિનો માર્ગ સાફ કર્યો હતો.

હિન્દની મુક્તિ બાબતની મારી શ્રદ્ધા અવિચળ છે. આપણો રાષ્ટ્રીય ત્રિરંગો ઝંડો, આપણાં રાષ્ટ્રીય સ્વમાન અને હિન્દી સૈનિકોની મર્દાનગીની વીરપરંપરા—એ બધું હું તમારા હાથમાં સલામત છોડી જાઉં છું. એના રક્ષણ માટે તમે, આઝાદી જંગના અગ્રેસરો, તમારાં સર્વ-સ્વતું બલિદાન આપશો એમાં મને તલભર પણ શંકા નથી.

૧૯૪૩ના ઓક્ટોબરની ૨૧ મીએ મેં જે શપથ લીધા છે તેને વફાદારીપૂર્વક વળગી રહીશ...અને ૩૮ કરોડ જેટલા મારાં દેશબાંધવોનાં કલ્યાણ અર્થે, એમની મુક્તિ અર્થે શક્ય તેટલું બધું યે કરી છૂટીશ. મારો તમને પણ એ જ આગ્રહ છે કે મારી પેઠે તમે પણ આશાવાદને વળગી રહેશો...અને ઉષાનો ઉદય ગાઢતમ અંધકાર પછી જ થાય છે એવી મારી માન્યતાને સ્વીકારશો.

હિન્દ આઝાદ થશે જ અને થોડા જ વખતમાં. ઈશ્વરના આશીર્વાદ ઊતરો તમારા ઉપર...

**બ્રહ્મદેશના મારા હિન્દી અને બ્રહ્મી મિત્રોને–**

બ્રહ્મદેશમાંથી હું ભારે હૃદયે વિદાય લઇ રહ્યો છું. આપણા સ્વાતંત્ર્યવિગ્રહનું પહેલું યુદ્ધ આપણે હારી બેઠા છીએ–પણ ફક્ત પહેલું જ. હજુ તો ઘણાં યુદ્ધો બાકી છે. એકાદ યુદ્ધમાં પરાજય પામીને નિરાશ થવાનું હું કોઇ પણ કારણ જોતો નથી. તમે–બ્રહ્મદેશના મારા દેશબાંધવોએ–માદરે વતન પ્રત્યેની તમારી ફરજ, દુનિયા આખીને તારીફ કરવી પડે એવી રીતે બજાવી છે. તમે તમારું સર્વસ્વ–માનવસંપત્તિ, દ્રવ્ય અને સામગ્રી ઉદારતાથી આપી ચૂકયા છો......નિઃસ્વાર્થ સમર્પણવૃત્તિની તમે જે ભાવના બતાવી છે અને ખાસ કરીને–મેં મારું વડું મથક બ્રહ્મદેશમાં ખસેડ્યું તે પછી–એ તો મારાથી હું જીવીશ ત્યાં સુધી કદાપિ નહિ વિસરાય...હિન્દના છેલ્લા સ્વાતંત્ર્યસંગ્રામનો ઇતિહાસ લખાશે ત્યારે બ્રહ્મદેશના હિન્દીઓને એમાં આદરભર્યું સ્થાન હશે.

ઉષા પહેલાં ગાઢમાં ગાઢ અંધકાર આવવાનો જ–એમ મેં તમને અનેક વાર કહ્યું છે. અત્યારે આપણે ગાઢમાં ગાઢ અંધકારમાંથી સોંસરા પસાર થઇ રહ્યા છીએ...એટલે ઉષા હવે દૂર નથી...હિંદ આઝાદ થશે જ.

ઇન્કિલાબ ઝિન્દાબાદ ! આઝાદ હિન્દ ઝિન્દાબાદ

જય હિન્દ !

૨૪ એપ્રિલ ૧૯૪૫, સુભાષચંદ્ર બોઝ.

